# બાલકુમાર.

કર્ત્તા,

ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીઆ, બી. એ.

મુંબઈ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

પોપટલાલ મગનલાલ ગજરાવાળા.

ગુજરાત ઑરીઅન્ટલ બુક ડીપો.

અમદાવાદ.

# બાલકુમાર.

કર્તા,

ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીઆ, બી. એ.
મુંબઈ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
પોપટલાલ મગનલાલ ગજરાવાળા.
ગુજરાત ઑરીઅન્ટલ બુક ડીપો.
અમદાવાદ.

આવૃત્તિ પહેલી.] સને ૧૯૧૫. [પ્રત ૫૦૦.



અમદાવાદ—ખાડીયામાં શ્રી સત્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં
ડાહ્યાભાઈ શકરાભાઇ ગાંધીએ છાપ્યું.

કીંમત રૂ. ૦-૨-૬.

# બાલ કુમાર.

૧

રૂપાં ! પછી છે ને ! તે મારી બંધુકડી ફોડી અને ધબ લઇને વાઘ પડયો.

કુમાર ! વાઘ તમે માર્યો ?

ના—મ્હેં તો નહિ પણ હું કનુભાઇ સાથે શિકારે ગયો હતો અને ઘોડા ઉપર બેસી એમની સાથે સાથે દોડતો હતો. વાઘ આવ્યો તે વખત મ્હેં મ્હારી બંધુક તાકી ને કનુભાઇએ માર્યો.

કુમાર ! તમને બ્હીક ન લાગી ! ભલા—જંગલમાં આટલી ન્હાની ઉમરે ગયા ?

રૂપાં ! બ્હીક શાની ? પરમેશ્વરની, પાપની બ્હીક ! પણ રૂપાં ! બાપુ આવવાના છે ને !

હા ! કુમાર ! બાપુ આવવાના છે અને તેમને જ માટે ગઢમાં તૈયારી થઇ રહી છે. તમને શિખંડ ભાવે છે કે વેઢમી.

વેઢમી. પણ રૂપાં ! મારા વાળ ઓળ. નવાં કપડાં કાઢી આપ. મારી તરવાર, ને નવી બંધુક લાવ. બાપુને આવા

વેશમાં નહિ મળું. ચોખ્ખાં લુગડાં ને ચોખ્ખું શરીર ન હોય તો બાપુ ચ્હિડાય છે.

કુમાર ! એ ખરૂં પણ તરવાર બંધુકની શી જરૂર છે ! હજી મોટા થાવ પછી લડાઇમાં જવું જ પડશે ને ! ત્યારે લેજો.

રૂપાં અને બાલકુમાર ગઢમાં બેઠાં બેઠાં વાતો કરે છે એટલામાં બ્હારથી રણશિંગડાનો તીણો અવાજ આવ્યો. ગઢની ચોકીપર બેઠેલા રજપુત સિપાઇઓ ઉભા થયા. ગઢમાં એકદમ શાન્તિ ફેલાઈ, અને માણસો આમતેમ દોડવા લાગ્યા. એટલામાં ઘોડાના ડાબલા સંભળાયા અને કુમાર અડધાં લુગડાં પહેરેલાં–પહેરતો બાપુને મળવા બ્હાર દોડયો. બાપુ ઘોડા ઉપરથી ઉતર્યા કે તરતજ કુમાર પાસે ગયા. કુમારને એમને એમ ઉચકી છાતી સરસો ચાંપી બે ગાલ ઉપર વ્હાલથી બોકી કરી. કુમાર બીજાં છોકરાં પેઠે બાપની પાસે જતાં ડરતો નહી તેમ તેનો પિતા કુમારને આખો દિવસ ત્રાસમાં પણ રાખતો નહિ. આથી કુમાર પિતા બ્હારથી આવે એટલે દોડતો સામો જતો અને શરીર ઉપર ચ્હડી કોટે બાઝતો. પિતા પણ પુત્રને હોંસથી આવતો જોઈ હસતો, જરા નીચો પડતો અને ઉચકી લેતો.

બાપુ આવ્યા, લુગડાં કાઢયાં, બે ચાર દરબારીઓ, ગામના લોક મળવા આવ્યા અને પછી જમવાની તૈયારી

થઈ. બાપુના પાટલાની સામેજ કુમારનો નાનો પાટલો, નાની રૂપાની થાળી, રૂપાનો લોટો, પવાલું મુકયાં હતા અને પાટલા ઉપર હાથ લોવા સહિત રૂમાલ હતો. વાટ-કીમાં ઘી, થાળીમાં વેઢમી, વાલની દાળ, કઢી ધીરે ધીરે ખવાતાં હતાં ત્યાં બાપુએ ધીમેથી કુમારની ગમ્મતો, રમ-તોની વાતો કઢાવી. આ બધી વાતોમાં ભણવાની વાત ન આવી એટલે બાપુએ પૂછયું.

કુમાર ! આ બધામાં તારા શાસ્ત્રી માસ્તર ન આવ્યા ? એમની ચોપડીનું શું થયું ? થઇ કે નહિ ? ત્હારો અભ્યાસ કેમ ચાલે છે ?

કુમારનું મ્હોં પડી ગયું. કોળીયો હાથમાંજ રહ્યા અને રખેને પિતા ચ્હીડાય એમ થયું છતાં હિમ્મત રાખી બોલ્યો.

બાપુ ! એ અગડં બગડમ્ મને નથી આવડતું ! વાંકા ચુંકા મંકોડા જેવા અક્ષરો કાઢતા નથી આવડતા.

પણ કુમાર ! શિખવું જ જોઇએ.

બાપુ ! પણ એવાતો અઘરા શબ્દ આવે છે કે મારું તો મગજજ ચાલતું નથી. વળી શાસ્ત્રી માસ્તર આવે છે પણ એવી વખતે કે બેને બેચાર કરવા ને બદલે બ-હાર ઘોડા ઉપર કે ગાડીમાં બેસી ફરવું ગમે.

કુમારનો ભણુવા તરફનો અણુગમો જોઇ એના પિતાએ નિશ્વાસ નાંખ્યો. કુમારે જોયું ને હાથમાં કોળીયો ને બોલ્યો.

બાપુ ! તમે પોતે ભણ્યા નથી ને મારે માટે શા માટે દીલગીર થાવ છો !

બેટા ! હું ભણ્યો નથી એટલે જ ભણુવાની કિમત સમજું છું;

બાપુ ! કનુભાઈ કયાં ભણ્યા છે ! અજીત કાકા કયાં ભણ્યા છે ! નાનો નાનો પણુ રાજકુમાર છું. રાજાઓ અને પૈસાદારનાં છોકરાં ભણુશે ત્યારે બીજા શું કરશે ! અમારે એ માથાફોડ શી ? અમારે કયાં નોકરી કરવા જવું છે ?

કુમાર ! ભણુવામાં પહેલાં તો કંટાળો આવે પણુ પછી એમાં મજા છે. ત્હારા શાસ્ત્રી મારી પાસે કોઇ કોઈ વાર છાપાં અને ચોપડીઓ વાંચી સંભળાવે છે ત્યારે મને તો એમજ થાય છે કે હું ભણ્યો હોત તો કેવું સારૂં ?

પણુ બાપુ ! બધાતો એમ કહે છે કે રાજકુંવરો અને શેઠીયાઓને ભણુવાની જરૂર નથી.

કુમાર ! કુમાર ! એવા ખુશામતીયાના શબ્દો સાંભળો-ચેશ નહિ હો, આપણુા શહેનશાહના પુત્ર ભણ્યા છે, વડો-દરા, નિઝામ, મૈસુરના રાજકુંવરો ભણે છે, મોટા વેપારીના છોકરાઓ હવે ભણે છે, હમણાં જ સરકારનો કાગળ આવ્યો હતો તે મારાથી ન વંચાયો ને નીચું જોવા જેવું થયું.

પણ બાપુ ! છતાં તમારા જેવું કોઇ ડાહ્યુ નથી એમ કનુભાઈ અને અજીત કાકા કહેતા હતા,

પણ એ બે મ્હને એટલા ચાહ્ય છે કે મને તેઓ દેવ જેવો ગણે છે. હું ભણ્યો હોત તો આજ રાજ વધારે પ્રસિદ્ધ થાત. અકબર ઔરંગઝેબના પુત્રો પણ રાજમહેલમાં દરરોજ અભ્યાસ કરતા હતા.

બાપુ ! મુસલમાનની વાત કરશો નહી. એમણે ગુજ-રાતનું રાજ્ય આપણી પાસેથી પડાવી લીધું હતું. હું એ-મને ધિક્કારૂં છું

કુમાર ! કુમાર ! આ શું સાંભળું છું ? મ્હારો કુમાર આવો હોય જ નહિ. ધિક્કાર એ શબ્દ રજપુતને, આર્ય ને હિંદુને છાજેજ નહિ. મુસલમાન હિંદુ પારસી સર્વ આ-પણા ભાઈઓ છે. મને લાગે છે કે રૂપાં તને જૂના હિંદુ મુસલમાનના ઝગડાની વાતો કરે છે, આજથી બંધ કરવી પડશે. કુમાર ! ધિક્કાર એ બાયલાનું હથિઆર છે. શુરાઓને ઉદાર થવું જોઇએ.

બાપુ ! સોમનાથના દહેરાંને તોડનાર મુસલમાન ન હોતા ! પાટણને પાયમાલ કરનાર મુસલમાન નહોતા.

બેટા ! તે ખરૂં છે એતો બે શુરી પ્રજાના ધર્મયુદ્ધો છે. પર્વતના શિખર ઉપર, દરિયા કે નદિ કિનારે રહેલાં આપણા તીર્થસ્થાનો ઉપર ફર ફરતી ધ્વજા આપણને ક્ષમા

પ્રેમ રાખવાજ સૂચવે છે. આપણા દુશ્મનોને આપણે ક્ષમા ન આપીયે તો પછી પ્રભુ આપણને ક્ષમા કેમ આપે?

બાપુ! પણ.

કુમારમાં ધિક્કારના આટલા અંશ પેઠા હશે એ પિતાને ખબર નહોતી. આટલા નાના બાલકમાં વૈરની લાગણી જોઇ કાંઇક ઉશ્કેરાઇ પિતા બોલ્યો. કુમાર! જો તું મને ચાહતો હોય, પરમેશ્વરની બ્હીક હોય તો હું કહું છું તે સાંભળ. આજથી કોઇના પર વેર ન રાખીશ. તારા દુશ્મન તરફ પણ ક્ષમા અને પ્રેમ બતાવજે.

કુમાર નરમ થયો. પિતાની આંખમાં આંસુ જોયાં, એકદમ પિતા પાસે ગયો. કોટે બાઝયો અને બોલ્યો પિતાજી ક્ષમા કરો. તમે કહેશો તેમ કરીશ. કુમારે એટલામાં બાપુના ગળામાં રૂપાને દોરે એક કુંચી લટકતી જોઇને કહ્યું—બાપુ! આ શાની કુંચી?

એ મારા ખજાનાની છે!

ખજાનો કયાં છે?

એક દહાડો બતાવીશ.

બીજે દિવસ સવારનો નાસ્તો કર્યા પછી બાપુ આઠેક દિવસમાં આવીશ કહી રાજ્યમાં ફરવા ગયા અને કુમારે શાસ્ત્રી પાસે ભણવાનું શરૂં કર્યું.

---

૨

એક દિવસ સાંજના ગઢમાં રૂપાં કુમારને જુની રજપુત વીરરસ કથાઓ કહેતી હતી અને કુમાર રસથી સાંભળતો હતો. કુમાર પાસે બે ધોળી બીલાડીઓ રમતી હતી. કનુભાઇ ગઢ બહાર ઉડતાં કબૂતર જોતો હતો અને અજીત કાકા પલંગ ઉપર પડ્યા પડ્યા આળોટતા હતા.

રણશિંગડું વાગ્યું અને કનુભાઈ એકદમ દોડયા. કુમાર સાફાળો ઉભો થયો. અજીતસિંહ, પાસે જઇ અજીત કાકા! બાપુ આવ્યા કહી બાપુની સામે દોડયો. બિલાડીઓ ખૂણામાં ભરાઇ ગઇ.

અજીતસિંહ ટટાર થયો—રણશિંગડાનો અવાજ બરાબર સાંભળ્યો અને પછી આંખો ફેરવી બોલ્યો—કનુજી! જાવ ખબર કાઢો અત્યારે કોણ આવનાર છે! કુમાર! ઉભા રહો–તમારે કનુજીની સાથે નથી જવાનું.

કુમાર—અજીતસિંહ ! એ તો બાપુનાજ માણસો બાપુની ખબર લાવ્યા હશે.

રૂપાં ! એમજ—બાપુ આવવાનું કહેતા હતા તે આવ્યા હશે. જુઓ ઘોડાના ડાબલા સંભળાય ! અજીતકાકા મને જવા દો ને–હું બાપુને કહી દઇશ.

અજીતસિંહે ડોકું હલાવ્યું અને કુમાર ઉભોજ રહ્યો. કુમાર આજ અધીરો થઈ ગયો હતો, કાકાનું ન માનતાં

બાપુને મળવા તલપી રહ્યો હતો અને જવાની તૈયારી કરતો હતો ત્યાં કનુજી આવ્યો. એના મ્હોં ઉપરથી કાંઈક માઠા સમાચાર હોય એમ લાગ્યું.

હરિસિંહ અને રણજીત.

આટલા શબ્દ કનુજીના મ્હોમાંથી નિકળ્યા અને કુમાર નિરાશ થયો. હરિસિંહ અને રણજીત ગઢમાંથી મહેલમાં આવ્યા અને કુમાર ઉભો હતો ત્યાં જઈ ઘૂંટણીએ પડી બોલ્યો.

બાલસિંહજી! આજથી તમે કુમાર નહિ પણ અમારા અન્નદાતા–માથાના મુગટ–અમે તમારા તાબાના ભાયાત.

બાલકુમાર કાંઈજ સમજ્યો નહિ. એક પછી એક સરદાર ભાયાતને પગે પડતા જોઈ મુઝાયો ને રૂપાં પાસે જઈ બોલ્યો.

રૂપાં! આ શું છે તે સમજાવને! બાપુ ક્યાં?

રૂપાંએ કુમારને ખોળામાં લીધો. જળ ભરેલી આંખે અને ડુસકાં ખાતાં છાતી સરસો ચાંપ્યો અને બીજા ભાયાતો અંદર અંદર વાતો કરતા હતા તે સાંભળતાં કુમારને વધારે ને વધારે પ્રેમથી દબાવતી હતી.

અજીતસિંહ બોલી ઉઠયો–બાપુ ગુજરી ગયા!

પણ ક્યાં, કેમ! શી રીતે! આમ અચાનક શું થયું? રણજીત! હરિસિંહ કેમ બોલતા નથી.

એ લડાઈમાં નથી મૂવા !

ત્યારે રોગ થયો ! હતા તો તંદુરસ્ત.

નારે—સાદરામાં ચાવડાઓએ મારી નાંખ્યા.

અજીતસિંહ ફફડી ઉઠયો—અને હજી એ ખુનીઓ રાજદ્રોહી જીવે છે—રણજીત ! બોલ !

અજીતસિંહજી ! જીવે છે એટલુંજ નહિ પણ મોજ માણે છે.

હું માનતો નથી. બાપુનું આમ ધોળે દિવસે ખુન થાય અને તું અને હરિસિંહ જીવતા એ બનેજ કેમ ! કેમ રજપુતમાંથી રજપુતપણું ગયું કે શું ?

હરિસિંહથી આ મહેણું ન સંખાયું અને બોલ્યો અજીતસિંહજી ! બાપુની સાથેજ મારૂ ચાલ્યું હત તો સ્વર્ગે જાત. પણ આ કુમારની ખાતર જ જીવતો રહ્યો છું એમ લાગે છે. તે ત્રાસદાયક દેખાવ હજી આંખ આગળ તરી આવે છે. મારી આંખો પણ ફૂટી નહોતી. મારી નજરે મારા માલીક મરે અને અમે હાથ ઘસતા રહીયે. રણજીત ! મારી જીભ નહિ ઉપડે. શું થયું તે કહે ?

અજીતસિંહ ! કનુજી ! સાંભળો. સરહદની તકરાર હતી તે તો જાણો છોજ. બન્ને બાજુએ સલાહ કરવા નક્કી કર્યું હતું.સાદરા પાસે નદિ કિનારે તંબુ નંખાવ્યા. બન્ને પક્ષના છ છ માણસો જ આવે એમ નક્કી થયું અને કોઇએ હથીઆર ન રાખવાં એમ ઠરાવ્યું. અમે બાપુને અમને સાથે લઈ જવા

કહ્યું પણ માન્યુંજ નહિ. નદિપાર અમે ઉભા રહ્યા. એટલામાં તો બંધુકનો અવાજ અને તરવારનો ચળકાટ થયો, અમે ગભરાયા. પણ કરવું શું ? નદિમાં પાણી હતું. હોડકું હતું નહિ. જોતજોતામાં બાપુ ઉપર ઘા પડ્યા અને હતા ન હતા કર્યા. પાછળથી જઇ પહોંચ્યાં તો માત્ર શબ. હમારા હાથમાંથી દુશ્મનો સરકી ગયા.

બાલકુમારનાં રૂવાંટાં ઉભાં થયાં હતાં અને ઉશ્કેરાઇ ગયો હતો.

તમારા હાથમાંથી સરકયા પણ હું કયાં જવા દઉં એવો છું. મ્હને મોટો થવા દો ને-એક દિવસ હું વૈર—

કોણ જાણે કેમ બાલકુમાર એકદમ ચમકયો હોય એમ બોલતાં ખચકાયો અને શાંત થયો.

હરિસિંહ ! આખા ગુજરાતમાં બાલકુમાર જેવો ક્ષત્રિય કુમાર અત્યારે તો નથી. એ જરૂર પિતાનું વૈર વનરાજે લીધું હતું તેમ લેશે.

અજીતસિંહ ! ખરૂં છે. બાપુના સર્વગુણો કુમારમાં આવ્યા છે. કુમાર ! બાપુની માફક તમે અમને દોરશોને.

શા માટે નહિ. હરિસિંહજી ! તમારી મરજી હોય તો ચાલો અત્યારેજ એ ચાવડાનું નિકંદન કરવા.

કુમાર ! આપતો હવે ગાદીએ આવ્યા છતાં કુમાર નામથી જ બોલાવું છું તે ક્ષમા કરશો. કુમાર ! આવતી કાલ

આપણે જઇશું પણ પાટણ જવું પડશે. ગાદીએ બેસ-વાની ક્રિયા પાટણ થાય છે.

બીજે દીવસે સવારના કુમારની પાટણ જવાની તૈયારી થઇ. રૂપાં એકલીજ દીલગીર હતી. કારણ એણે કુમારને કોઇ જગાએ એકલો જવા દીધો હોય તો આજ જ. હરિસિંહ, અજીતસિંહ અને બીજા ભાયાતો રાજ્યાભિષેકની ક્રિયામાં રૂપાને લઇ જવા નહોતા ઇચ્છતા અને રૂપાને ન છુટકે રહેવું પડયું.

અજીતસિંહ, હરિસિંહ, રણજીત, કનુજી અને એકાદ બે બીજાને લઇ બાલકુમાર ઘોડા ઉપર બેસી પાટણ તરફ ચાલ્યો. રસ્તાનાં નદિ નાળાં—ખેતર—ગાયો—જોતો જોતો ગુંજા-માંથી પૈસા ગરીબ ગુરબાને આપતો આપતો ચાલ્યો. બાલ-કુમાર પાટણ પહોચ્યો. ગઢમાં ઉતારો કર્યો—આખા ગામમાં ઉત્સવ થઇ રહયો હતો અને રાજ્યાભિષેકની તૈયારી થઇ હતી. ગઢના પાછલા ભાગમાં શંકરનું મંદિર હતું. આ મંદિરમાં આ સ્થળના રાજાઓ રાજકુંવરો અને રજપુતા-ણીઓ દરરોજ દર્શન કરી પૂજા કરતા અને ધર્મકથા સાંભ-ળતા. નિયમ પ્રમાણે બાલકુમાર પણ નાહી ધોઇ શંકરની પૂજા કરી કથા સાંભળવા બેઠો. કથા પૂરી થઇ અને બાપુના મૃત્યુની વાત નીકળી. સાથે આવેલા ઉપરાંત પાટણના રજ-પૂત સરદારો હાજર હતા. પિતાનું મૃત્યુ તાજુ થયું હતુ તેથી

ઉશ્કેરાયેલો બાલકુમાર બોલ્યો—મારા રજપુત વીરો ! ગુ-જરાતના સરદારનું વેર લઇશ ત્યારેજ સુખે સુઇશ. મારા હાથમાં જોર આવવા દોને પછી—

વાકય પૂરૂં કરે તે પહેલાં પાછળથી ભાસ્કરાચાર્યે હાથ પકડયો અને બોલ્યો.

બાલકુમાર ! ગુજરાતના ભવિષ્યના સૂર્ય ગુજરાતના સૂર્ય તું શું બોલે છે ! અને તે પણ મંદિરમાંજ !

શું રજપૂતોની તરવાર વેર લેવામાં વાપરવાની છે ! અશક્ત અને જુલ્મથી દુઃખીને મદદ કરવામાં ઉપયોગ ન કરતાં વેર લેવામાં આટલો આવેગ ! શાન્ત થા કુમાર ! તારા પિતાના શબ્દો સંભાર.

આચાર્ય બ્રાહ્મણ ભાઇના આ શબ્દ શુરા હરિસિંહ ને ન રૂચ્યા અને વચમાં જ બોલી ઉઠયો.

ગુરૂજી ! બાલકુમાર બ્રાહ્મણ નથી, વાણીયો નથી, એને સાધુ બનાવવો નથી. એનામાં જે અગ્નિ ભભૂકી ઉઠયો છે તેને આપ ઓલવી ન નાંખો.

હરિસિંહ ! વેર એ શુરા રજપુતને શોભતું નથી. ગભરૂ જેવા આ બાલકના પવિત્ર આત્મામાં વેરની લાગણી ઉત્પન્ન કરવી નર્કમાં પડવું છે ! બાપુ હવે ફરીને મળવાના છે ! રણમાં લડવું પડે તો પાછી પાની ન કરવી પણ આમ વેરના અગ્નિમાં બળી મરવાથી શો લાભ ? તમે બાલકુમાર

ને ચાહતા હોતો એના હૃદયમાં તિરસ્કાર વૈરની લાગણી જ ઉત્પન્ન થવા ન દો

ભાસ્કરાચાર્યની રહેણી એવી પવિત્ર હતી, બાપુનો એમની તરફ એટલો ભાવ હતો કે સઘળા ભાયાતો સરદારો કાંઈ બોલી શકયાજ નહી. બાલકુમાર ગુરૂજી પાસે ગયો અને બોલ્યો ગુરૂજી ક્ષમા કરો.

બેટા! કુમાર! ચાવડાઓએ દગો કરી પાપ વ્હોરી લીધું છે અને પરમેશ્વરની નજર બ્હાર નથી. પાપીને પાપ નો બદલો આપવો એ પરમેશ્વરનું કામ છે આપણું નહી. દુશ્મનનુંએ ભલું થાવ એ જ આપણી લાગણી હોવી જોઇએ. પાપીને શિક્ષા થાય અને દુઃખમાં રીબાતો હોય ત્યારે પણ એના ઉપર દયા રાખવી એજ આપણો ધર્મ. બાલ કુમારને પિતાની છબી નજર આગળ તરતી લાગી. પિતાના છેલ્લા સબ્દો સાંભર્યા; પિતા ઠપકો આપતા હોય એમ લાગ્યું અને રોયો—હરિસિંહથી આ જોવાયું નહિ અને કુમારને બ્હાર લઈ ગયો.

---

## ૩

રાજ્યાભિષેકની ક્રિયા થઇ. આસપાસના ભાયાતો રજપુત સરદારો મિત્રરાજયોના દિવાનો પ્રતિષ્ટિત શહેરીઓ તરફથી વફાદારીના સોગંદો લેવાયા. ભેટ પોશાક નજરાણાં થયાં. નાચ ગાન જમણુ પુરાં થયાં.

રાજ્યાભિષેકની ક્રિયા, દરેકને બોલવા પડતા એના એ શબ્દો, ગાદી પાસે આવી નજરાણું મૂકી પાછે પગલે જવાની ધમાલ, બાલકુમારને કંટાળારૂપ લાગ્યાં અને આટલી ઉમ્મરે લેવા પડતા શ્રમથી થાક લાગ્યો. ગાદી પાસે કોણ આવે છે. કોણ બોલે છે તે તરફ લક્ષજ નહોતું. બાલકુમારને ઉંઘ આવતી હતી છતાં જ્યારે એના જવડોજ એક રજપુત છોકરો નજરાણું મુકી વફાદારીના સોગન લેવા આવ્યો ત્યારે જાગૃત થયો. હરિસિંહ કુમારની પાસે ગયો અને તેને ખભે હાથ મૂકી કહ્યું. કુમાર ! ઝીંઝુવાડાના જસોજી ચાવડા.

હરિસિંહજી ! કુમાર થાકી ગયા છે. કુમાર ! આપણે રજપુતો છીએ પણ સોલંકી અને ચાવડા આજકાલના દુશ્મન નથી. જસોજી ચાવડો સોલંકીને નમ્યો નથી. સોલંકીની તરવારનો ભય નથી. પણ ત્હારા પોતાના ગુણોથી વગર તાંતણે બંધાયો હતો. કુમાર ! તું એ પિતાનો બાલક પુત્ર છું તારા પિતાને વિસરી શકાય એમ નથી એટલેજ હું આજ હાજર થયો છું પણ જે બાપુસિંહ સોલંકી ની મદદથી દીલ્હીનો પરમાર ગાદી મેળવવા ભાગ્યશાળી થયો હતો તે પરમાર ત્હારી બાલ્યાવસ્થા જોઇ સુખે જંપવા દેશે કે કેમ તે શક છે- પણ જસોજી ચાવડો હમેશાં આ રાજનોજ છે.

આટલું બોલી જસોજી ચાલ્યો ગયો અને કુમાર જોઇ જ રહ્યો.

ચાવડાનો વિશ્વાસ શો !

કુમાર ! એ ચાવડાને પરમારનો અનુભવ છે. બન્ને બારવટામાં સાથે જ હતા. પણ બાપુ બન્નેને ફળ્યા.

હરિસિંહજી ! બાપુને કોટે કુંચી હતી તે શેની હતી.

કુમાર ! સાંભળો ! બાપુ અને હું એક દિવસ શિકારે ગયા હતા. રસ્તામાં હમે છુટા પડયા. બાપુ વાઘની પાછળ પડયા હું એકલો બસ છું કહી જાય છે ત્યાં સિંહે તરાપ મારી અને બાપુ બેભાન થઇ ખીણમાં પડયા. ત્યાંથી બે સાધુ મંદિરમાં લાવ્યા, બાપુને તે વખતથી સંસાર ઉપર વિરાગ આવ્યો અને સંસાર છોડવા નિશ્ચય કર્યો. પાવડાં કમંડળ કફની તૈયાર કરાવ્યા. ત્યાં ભાસ્કરાચાર્ય આવ્યા. બાપુ ! ક્ષત્રિઓ રાજ્ય મૂકી સન્યાસી થશે પછી રાજ્યનું શું થશે. આળસુ કુટુમ્બ કલેશથી કંટાળનારા, દેશ સેવા કરતાં મુઝાઇ જનારા સાધુની જરૂર નથી. એવા બાવાતો આ દેશમાં હજારો છે જે ફરજ પરમાત્માએ પ્રજાનું રક્ષણ કરવા અને દેશને ઉન્નત બનાવવાની તમારા ઉપર નાખી છે તે ફરજ વિસારી જવા તમારો હક નથી પણ તમારાં શક્તિનો ઉપયોગ જગતનું ભલુ કરવામાં કરો. સાધુ થઈ પર્વત ઉપર બેસવાથી નહિ બને. હજી કામ કરો અને તમારા પુત્ર થાય એ કેળવાય, મોટો થઇ રાજ્યની લગામ ઝાલી શકે એવો થાય એટલે એને સોંપી અહીં આવજો. "કુમાર રાજ્યભાર તમારા

ઉપર મૂકીશ અને કફની પહેરીશ" એ આશાએ ત્રીજોરીમાં એ વસ્તુ મૂકી કુંચી કોટે રાખી હતી પણ પરમાત્માએ એ વખતજ ન આવવા દીધો.

બાલકુમાર આજ તદ્દન થાકી ગયો હતો અને રૂપાં હોત તો સારૂં એમ વિચારતો હતો. ત્યાં મહેલમાં રૂપાંને જોઇબોલ્યો.— રૂપાં ! કુમાર રહેવામાં સુખ હતું તે ખોયું-

---

૪

બાલકુમાર સવારે ઉઠયો ત્યારે રાજ્યાભિષેક ક્રિયાની કાંઈ પણ સ્મૃતિ રહી હોય તો તેમાંય એના જેવડા એક ભાયાતના ચહેરાનીજ હતી. ઉઠતાં વારજ અજીતસિંહને કહ્યું " અજીતકાકા ? એ કોણ હતું ?

કુમાર ! એ માણસાના ઠાકોર છે. એના બાપે બાપુને ઘણી મદદ કરી છે, માણસા નાનું રાજ્ય છે પણ ઠીક ઠીક છે.

અજીતસિંહ ! મારે એને મળવું છે !

કુમાર ! એનેબાપ નથી. રાજમાતા છે. હજી નહિ ગયો હોય તો બોલાવીએ. કનુજી ! મનુભાને બોલાવી લાવો તો.

બાલકુમારને એના જેવડા દોસ્તદાર સાથે રમવાનો વખત જ આવ્યો નહોતો એટલે મનુભાને મળવા બહુજ આતુર હતો. ગઢની બારીયે વાટ જોતો ઉભો ત્યાં કનુજી

અને બીજા રજપુત સીપાઇઓ સાથે મનુભા આવતો નજરે પડયો. મનુભા અને બાલકુમાર લગભગ સરખી વયનાજ હતા, એક બીજાને જોઇ બંનેને લાગણી થઇ પણ એમાંથી એકકે કાંઈ બોલી શકયા નહિ.

કુમાર ! મનુભા તમારી સામે ઉભા છે છતાં કેમ બોલતા નથી ?

અજીતસિંહ ! છોકરાં તો શરમાળજ હોય. મનુભા ! રાજમાતા ખુશીમાં છે ને !

હા. ખુશીમાં છે,

કુમાર ! મનુભાને ગઢ દેખાડો. ઘોડાર-ગૌશાળા દેખાડો, અખાડામાં લઇ જાવ.

કુમારને રૂપાંની સલાહ યોગ્ય લાગી અને મનુભાનો હાથ ઝાલી બે રમતીયાળ છોકરાની માફક ચોગાનમાં ગયા, ચોગાનમાં બાલકુમારનો નાનો ઘોડો કાવો કરતો હતો અને મનુભાને ઘોડો બતાવ્યો.

કુમાર ? પેંગડા ઉપર પગ મૂકયા વિનાજ ઘોડા ઉપર કુદીને ચડતાં તમને આવડે છે. !

મનુભા—ના—હું એમ ઘોડે કદિ બેઠો નથી. કનુજી પણ એમ બેસતા નથી. તમને આવડે છે—અમારા ઘોડા ઉપર એમ બેસી બતાવો તો.

કુમાર ! તમારા ઘોડાનો મને અનુભવ નથી પેંગડા ઉપર પગ મૂકી ચડવાની મને મનાઈ હતી. પણ બનશે તો આ ઘોડા ઉપર પણ ચડીશ.

મનુભા ઘોડા પાસે ગયો—ઘોડો ઉભો રહયો એટલે એક હાથે ડોક આગળના વાળ પકડી એકદમ કુદકો મારી પીઠ ઉપર આવ્યો અને કેનુજી અને કુમારના હૃદયમાં મનુભા માટે મનની લાગણી થઇ.

કુમાર ! આમાં કાંઇ મુશ્કેલ નથી. આતો કાંઈ જ નથી,

પેંગડા ઉપર પગ મૂક્યા વિના ઘોડે ચ્હડવાનું શિખવવા કુમારે મનુભાને કહ્યું પણ કુમાર ચડી શકયો નહિ. મનુભા અને કુમાર ઘાડા મિત્ર થઇ ગયા હતા અને એક બીજાની આંગળીઓ પકડી ગઢ બ્હાર નદિની ભેખડોમાં, આંબાવાડીયામાં ફરતાં કાંકરા મારતાં ખાવાની વખતે ગઢમાં આવ્યા. હરિસિંહ આ બન્ને બાલકોની રમતો જોતો હતો અને મનુભા રહે તો કુમારને ગમે એમ લાગતાં જ બોલ્યો

કુમાર ! મનુભાની સાથે કેમ ચાલે છે.

હરિસિંહજી ! એ મારી સાથે ન રહે !

શા માટે નહિ ! એ ખંડણી આપે છે. આપણો હુકમ પાછો કાઢી શકે એમ નથી.

હરિસિંહના શબ્દો સાંભળ્યા પહેલાંજ કુમાર ઉભો થયો અને મનુભા પાસે જઇ એને ખભે હાથ મૂકી બોલ્યો

—" મનુભા ! તમે મારા ભાઈ છો. અહી નહી રહો. આપણે સાથે ફરવા જઈશું. સાથે જ સૂઈશું. સાથેજ ભણીશું.

કુમાર ! આપનો હુકમ માથે ચડાવવોજ જોઇએ,

પણ—

મનુભા ! અણહિલપુરનો બાલકુમાર મનુભા જેવાને વિનંતિ કરે એ ઓછી વાત છે. પણ બણ નહિ ચાલે રહેવું જ પડશે.

મારાથી નહિ રહેવાય !

નહિ રહેવાય ! એટલે ! તમે કોને કહો છો

હરિસિંહ ! મારામાં શક્તિ છે તે પ્રમાણે કુમારની ચાકરી કરવા બંધાયેલો છું પણ માણસા મારૂં છે–વળી મારી માને હું એકલોજ છું.

શાબાશ મનુભા તમારી રજપુતાઇને ! કનુજી ! મનુભા સાથે જાવ અને રાજમાતાને કુમાર તરફથી વિનંતી કરો કે મનુભાને રજા આપે.

મનુભા ! ત્યારે તમે પાછા આવશોને !

કુમાર ! માતાને મળ્યા શિવાય શી રીતે કહેવાય ? પાંચ સાત દિવસ થઈ ગયા અને મનુભાના ખબર પત્ર ન આવ્યા. આશામાં ને આશામાં કલ્લોલ કરતો બાલકુમાર નિરાશ થયો અને કુમાર ઉદાસ રહેવા લાગ્યો પણ બીજેજ

દિવસે મનુભા આવ્યાના ખબર આવ્યા. કુમારના આનંદનો પાર ન રહ્યો. મનુભાને લેવા સામે ગયો.

રાજમાતાએ રજા આપી ને તમે આવ્યા તેથી મ્હને બહુજ આનંદ થયો.

કુમાર પણ ત્રણ ત્રણ મહીને માણસા રાજ્યમાંતો મળવા જવાની શરતે આવ્યો છું. જવા દેશોને.

આજથી કુમારના જીવનમાં રસ આવ્યો. અજીતસિંહ કનુજી વગેરે બાલકુમારની સાથે સાથેજ રહેતા-રમત રમવા છતાં એ સરખી વયના બાલકો એકદમ ભેળાય તેમ ભેળાઈ શકતા નહી અને તેને લીધે બાલકુમારને આનંદ આવતો નહી. મનુભા મળતાં એ આનંદ આવ્યો. મનુભા ખંડીયો છે એ વિચારજ નહોતો આવતો. મનુભાને રાજમાતા તરફથી ઉચ્ચ સંસ્કાર પાડવામાં આવ્યા હતા એટલે એને અહીં કોઈ પણ તરેહની અગવડ નહોતી પડતી. મનુભા બુદ્ધિશાળી હતો, ભણવાનો શોખીન હતો એટલે એની હરિફાઇમાં, દોસ્તદારીમાં અને પિતાના શબ્દને લીધે બાલકુમાર પણ શિખવા ઉપર ધ્યાન આપવા લાગ્યો. આમ મનુભા અને બાલકુમાર રાજકુમારના જોડકાંની માફક સાંજ સવાર સાથે જ ફરવા જતા; સાથે ખાતા દરબારમાં જતા અને સાથેજ સૂતા. ત્રણ ત્રણ મહીને મનુભા માણસા જતો ત્યારે કુમાર

એકલો પડતો અણુહીલપુર પાટણ શુન્ય લાગતું અને મનુભાના આવ્યા પછી જ કુમારમાં ઉમંગ આવતો.

એક દિવસ બન્ને ઘોડા ઉપર બેસી બ્હારથી આવતા હતા ત્યાં કાંઈ ધાંધલ હોય એમ લાગ્યું. કદાચ જસોજી હશે.

રાજયનું કામ ગયા અઠવાડીયામાં થયું છે. વળી શું છે?

કુમાર! હરિસિંહજી બાર ગામ ગયા છે એ ઠીક નથી.

મનુભા આગળ ગયો હતો તે પાછો આવ્યો ને બોલ્યો એતો દીલ્હી તરફથી આવેલા પરમાર રજપૂતો છે. એમની ભાષા જ જુદી પડે છે. ચાવડાકે સોલકી નથી.

બાલકુમાર! એમ હોય તો ઉતાવળ કરવાની જરૂર નથી. તમે અહીંજ રહો. શું કરવું એનો વિચાર કરે છે ત્યાં પરમારના બે માણસો સાથે ત્યાંનો રજપૂત સિપાઈ આવ્યો ને બોલ્યો.

કુમાર સાહેબ! અજીતસિંહે કહેવડાવ્યું છે કે દીલ્હીના દોલતસિંહજી આવે છે.

કોણ! દોલતસિંહજી! શા માટે!

કુમાર? એ સાર્વભોમ રાજા છે એને નજરાણું કરો અને શીર નમાવો.

બાલકુમાર સહજ ગભરાયો પણ પછી સ્વસ્થ થઇ ઘેર જઇ નાહ્યો; દરબારી પોશાક પહેરી દરબારમાં ગયો ત્યાંતો દોલતસિંહજી કયારનાએ સિંહાસન ઉપર બિરાજ્યા

હતા. કોઇની મગદૂર ન હોતી કે એની મરજીની સામે થાય. કુમાર દરબારમાં ગયો—દોલતસિંહજીના તખ્ત પાસે પહોંચ્યો. ઘુંટણીએ પડયો અને અજીતસિંહે શીખવેલા શબ્દો બોલતો હતો ત્યાં દોલતસિંહે તેને ઉપાડી લીધો; બચ્ચી કરી ખોળામાં લીધો અને બોલ્યો. કુમાર! મ્હારા અંગત મિત્રના પુત્રને મળતાં આજ મને અનહદ આનંદ થાય છે. "હાશ. આવ છાતી સાથે ચાંપું—બાપુસિંહને મળ્યો હોઉં એવી ટાઢક થઈ" દોલતસિંહજીનું આવું હેત::જોઇ કુમારને એમ થયું કે આવા સારા રાજાને હરિસીંહ વગેરે શા માટે વખોડતા હશે. દોલતસિંહના બન્ને કુમારો કેવા હશે અને દીલ્હી જઇ કયારે જોઉં એમ થયું.

---

## ૫

પાટણના ગઢમાં જ્યાં બાપુ સૂતા હતા તેજ ઓરડામાં બાલકુમાર સુતો હતો. તેના પગ પાસેજ તરવાર સાથે કનુજી સૂતો હતો. અને એ બેની વચલી જગામાં મનુભા હતો. રાત્રી ચાલી જતી હતી. બધા શાન્ત નિદ્રામાં હતા એટલામાં કોઇએ બારણું ઠોકયું અને કનુજી એકદમ તરવાર લઇ ઉભો થયો. કોણ! હું! ના સવાલ જવાબ થયા. કનુજીએ ઘાંટો ઓળખ્યો અને બારણું ઉઘાડયું. અજીતસિંહ આગળ પાછળ જોતો ધીરા પગલાથી કનુજી પાસે

આવ્યો અને કનુજીને ખભે હાથ મૂકી બોલ્યો કનુ! સાબાશ! આમજ જાગૃત રહેજે, દોલતસિંહજી તોફાન કરવા જ આવ્યો છે. મને ખબર મળી છે કે દોલતસિંહે રણજીતને બોલાવ્યો હતો.

નાફરમાન દગાખોર! પણ રણજીતને એમ કરવાનું કારણ!

કારણ ચોખ્ખું છે દોલતસિંહને બીક છે કે બાલકુમાર મોટો થયે ગુજરાતનું સ્વતંત્ર રાજ્ય જમાવશે અને ગુજરાત ઉપરની પોતાની સત્તા જશે. આમ ન થાય માટે બાલકુમારને પોતાની સાથે દીલ્હી લઈ જવા માગે છે.

અજીતસિંહ! અને કુમારને લઈ જવા દેશો.

મારૂં માથું કાપી મારા શરીર પર પગ મૂકી લઈ જાયતો ભલે. એક પણ રજપૂત છે. ગુજરાતનું અમને અભિમાન છે. અમારા રાજા તરફ અમને માન છે ત્યાં સૂધીતો હજાર પરમાર આવે તોએ કાંઈ થવાનું નથી. પણ દોલતસિંહજી લશ્કર લઈને આવ્યો છે. ગઢમાં એનાજ માણસો છે. પ્રજાની મરજી વિરૂદ્ધ અને દરબારીઓની રજા શિવાય કુમારને લઇ જવા દેવા એ કરતાં મરવું સારૂં.

દોલતસિંહજી આ વખતે કયાંથી આવ્યો ?

હરિસિંહ નથી એવોજ વખત ખોળ્યો છે.

આપણે હરિસિંહને તેડવા મોકલીયેતો !

એના જેવું એકકે નહિ. પણ ગઢના દરવાજા પરમારના હાથમાં છે અને એવો વિશ્વાસુ માણસ ક્યાં ?

અજીતસિંહજી ! તમારી વાત સાંભળવી નહોતી પણ આંખ ઉઘડી અને સંભળાઇ, હું હજી નાનો છું. કદાચ તમારી માફક લઢી શકું એમ નથી પણ સંદેશો લઇ જઇ શકીશ.

સાબાશ મનુભા ? પણ તમને ગઢમાંથી જવાનો રસ્તો જ ક્યાં ખબર છે ! વળી હરિસિંહને તમે ક્યાંથી ખોળવાના ! નાનુજી નાયકને મળો તો એ બસ.

કનુજી ! અજીતસિંહ ! ગઢમાંથી જવાનો રસ્તો મને ખબર છે. ગઈ કાલજ અમારો દડો કિલ્લા બાર પડયો હતો. હું પાછળની બારીએથી ઝાડ ઉપર ચડી નીચે ઉતર્યો અને દડો લઇ આવ્યો.

જો હરિસિંહને ખબર કરાય તો બસ. મનુભા ત્યારેજાવ.

મનુભા અને કનુજી નીચે ઉતર્યા. પરમાર સીપાઇઓની નજર ચુકાવી પાછલી બારીએ પહોચ્યા અને એક ખેલાડીની માફક મનુભા બારીએથી ઝાડ ઉપરથી જમીન ઉપર ઉતરી પલાયન કરી ગયો. કનુજીને ખાતરી થઈ અને પાછો આવ્યો.

થાકી ગયેલો બાલકુમાર ઉઠયો અને મનુભાની પથારી ખાલી જોઇ "મનુભા કયાંના" પ્રશ્નના ઉતરમાં નાનુજી નાયકને ત્યાં એમ કનુજીએ કહ્યું. બાલકુમાર હાથ મોં ધોતાં, કપડાં પહેરતાં, દોલતસિંહના મળતાવડા સ્વભાવ વિશે, એને ગઢના જૂદા જૂદા છુપા ભાગ બતાવવા વિશે જ વાત કરતો હતો. નિત્ય નિયમ પ્રમાણે શંકરના મંદિરમાં જવાનો વખત થયો અને બાલકુમાર ચાલ્યો.

કુમાર ! એ રસ્તો પરમારોએ રોકયો છે. પાછલી બારીથી ચાલો.

બાલકુમાર અને કનુજી પાછલી બારીએ પહોચ્યા અને બારી પાસે બે પરમારો પેરો ભરતા હતા.

કોણ? પરવાના વિના નહિ જવાય.

અમારા ગઢમાંથી અમારે કામે અમને નહિ જવા દો? હમણાંજ વહાણું વાયું છે. હજી ભૂખ્યા હશો. અમને નહિ જવા દો તો નાસ્તો કરવાનો વખત નહિ આવે.

ગમે તે હોય. પરવાનો લાવો.

કનુજી ગભરાયો. કુમારને કામે જઇએ છીએ અને કુમારના માણસો છીએ એમ કહી સમજાવી બ્હાર નિકળી જવાની યુક્તિ કરતો હતો ત્યાં અધીરો બાલકુમાર વચમાં બોલી ઉઠયો.

કનુજી! શું આપણને રોકે છે! મહેરબાન અમને જવાદો.

બે પરમાર એક બીજાના સામું જોઈ રહ્યા. ટટાર થયા. બારણાની વચ્ચે ઉભા. રખેને કાંઈ ન બોલવાનું બોલે ધારી કનુજીએજ ઉતર આપ્યો.

દોલતસિંહજીની રજા શિવાય આપણને નહિ જવા દે. વાટય જોવી પડશે.

કોની મગદુર છે કે મને રોકે ! મારા ગઢનો હું માલેક કે બીજો. આઘા ખસો હરામખોર ! મને ઓળખો છો ! હું જ બાલકુમાર.

બંને પરમારોએ નીચા વળી સલામ કરી અને ઠંડા પેટે ઉતર આપ્યો. અમને સખ્ત હુકમ મળ્યો છે.

હું આ રાજ્યનો માલીક છું-સ્વતંત્ર હકદાર છું. તમે મને રોકનાર કોણ-આટલું બોલી બાલકુમાર ધસ્યો. બે પરમાર અને કુમાર વચ્ચે બાથમ બાથા શરૂ થઈ. કનુજી વચમાં પડ્યો—કુમારને આઘો ખસેડ્યો ને કહ્યું કુમાર ! તમારે આવા હલકા સીપાઈઓ સાથે લડવું ઠીક નહી.

બસ હું લડીશ. મારા પોતાના ગઢમાંજ મને રોકાણ ! બસ હું દોલતસિંહને કહી આ લુચ્ચાઓને કેદમાં નંખાવીશ. અજીત કાકા કયાં ! બાલકુમાર પાછો દોડ્યો-ગઢના દાદર ઉપર ચડ્યો-એક ઓરડામાંથી બીજા ઓરડામાં ગયો રૂપાં પૂજા કરતી હતી. બીજા આમતેમ ફરતા હતા. અજીત ને જોતાં જ કુમારનું મ્હો ઉઘડ્યું. અજીતકાકા ! મ્હને મ્હારા

ગઢમાંથી જવાનો હક નહી. હું દોલતસિંહ પાસે જાઉં છું અને પેલા પરમારને શિક્ષા કરાવું છું.

કુમાર ! ઠંડા પડો. દોલતસિંહજી મીઠા બોલો ફાંસીયો છે. પરમાર અને સોલંકી કટ્ટા દુશ્મન છે. એ સાથે લશ્કર લઇ આવ્યો છે. ગુજરાત ઉપર, તમારા ઉપર એનો હક છે એમ માની તમને દીલ્હી લઈ જવા ધારે છે.

બાલકુમાર ગભરાયો અને રોવા જેવો થઇ ગયો. અજીતકાકા ? તમે સાથે નહિ આવો-મ્હને લઈ જવા દેશો?

કુમાર ! કુમાર ! અમારામાં જીવ છે ત્યાંસૂધી તમારો વાળ વાંકો થવા નહિ દઉં. આપણું લશ્કર ઓછું છે. તૈયાર નથી.

હરિસિંહ ગામમાં નથી એટલા માટે મને ગઢમાંથી બાર લઇ જતા હતા.

હા.

અરેરે-હું બાલકુમાર છું એમ ન કહ્યું હતતો આપણે જઇ શકત. હું કેવો ઉતાવળીયો—મોટાનું કહ્યું ન માનવાનું કેવું પરિણામ.

કુમાર ! બ્હાર માણસોનાં પગલાં સંભળાય છે વાત ઠેઠ પહોંચી લાગે છે. માટે ચાલો આપણે સહી સલામત જગાએ.

અજીતસિહ, કુમાર અને કનુજી અંદર ગયા.

દાદર ઉપરથી અવાજ આવવા લાગ્યા અને નીચે બૂમરાણ શરૂ થઇ. એક પરમાર સરદાર કનુજી ઉભો હતો

ત્યાં આવી પહોચ્યો અને બોલ્યો. સોલંકી સરદાર ! અહીં શું કરો છો !

મારો ધર્મ બજાવું છું -ઉઘાડી તરવારે આ દાદર સંભાળું છું.

સોલંકી મૂર્ખા એ વાત ખરી. દોલતસિંહ જેવો દીલ્હીપતિ મીજબાન તરીકે આવ્યો તેને આવકાર આપવાને બદલે સામા થાવ છો. દોલતસિંહજીને બાલકુમાર વિના ગમતું નથી; મોકલો એને મારી સાથે.

પરમાર સરદાર ! તમારા મીઠા શબ્દથી અમે નહિ ભોળવાઇએ. કુમારને લઇ જવા હોય તો પહેલા દરબારીઓની અને પ્રજાની મંજુરો લાવો.

શું ? દોલતસિહજીને વળી મંજુરી ? પોતાના મિત્રના પુત્રને કેળવવાનું કામ એમનું છે. કુમારને અહીં રાખી તમારા જેવો ઉધ્ધત બનાવવો છે !

નીચે ઘોંઘાટ વધ્યો. સોલંકીઓ ઉશ્કેરાયેલા હતા. લોકો માંગભરાટ ફેલાયો હતો પરમારો મત્ત હાથીની માફક આમ તેમ ડોલતા હતા. બાલકુમાર કયાં ! અમારા કુમારનાં દર્શન કરાવો' નીબૂમો આવવા લાગી. ઘડી પછી શું થશે તેની કોઇ ને ખબર નહોતી.

કેનુજી ! છે શું ? કોણ છે ?

અજીતસિંહજી ! એક પરમાર સરદાર બાલકુમારને લઇ જવા આવ્યો છે. એ કહે છે કે ગમે તો તમારા

માણુસો સાથે કુમારને મોકલો, દોલતસિંહજીના સોલંકી-દરબારીઓ બાલકુમારના દર્શન કરવા આતુર છે. શો જવાબ આપવો.

તે નહિ બને.

એટલામાં નીચેથી બાલકુમારના નામની બૂમો પડી અને મનુભાનું નામ સંભળાયું. 'હરિસિંહ! કુમારને બતાવો' એ લોકો કહેવા લાગ્યા.

હરિસિંહને જોતાંજ અજીતસિંહના પગમાં જોર આવ્યું કનુજી! હરિસિંહ આવી પહોચ્યા છે.

હવે એમનો હાથ અને એમનું મગજ કામ કરશે. આપણે માથેથી થોડો ભાર ગયો.

પરમાર સરદાર આવ્યો. હું જામીન. હવે તો કુમારને દરબારમાં લઈ જાવ. દોલતાસિંહજી ખોટી થાય છે.

ઠીક છે તમે અહીં રહેજો. એક પણ સોલંકી જીવતો રહેશે ત્યાં સુધી તમને અહીથી જવા નહિ દે.

બાલકુમારને દરબારમાં લઇ ગયા. દોલતસિંહજી ઉશ્કેરાયેલા સિંહની માફક ઘડીકમાં સિંહાસન ઉપર બેસતો તો ઘડીમાં આમ તેમ ફરતો હતો. એક બાજુથી બાલકુમાર આવ્યો ને બીજી બાજુથી હરિસિંહ આવ્યો. હરિસિંહ આવ્યો. હરિસિંહને જોતાંજ પરમારો ગભરાયા પણ મુગા રહ્યા. કુમાર અને સોલંકીઓને જોઇનેજ દોલતસિંહ મૂછે તાલ દેતો-તરવાર ખખડાવતો ઉભો ને ફફડી ઉઠયો

મ્હારા દિલોજાન દોસ્ત બાપુસિંહના નામે એના એકના એક અનાથ પુત્રને મળવા, એની સંભાળ, લેવા અને એના બાપનું વેર લેવા હું અહીં 'આવ્યો' ત્યાં બદલો તો સારો આપ્યો, કુમારને છુપાવી દેતા હતા એમ કે? બંડ ઉઠાવવું હતું કેમ?

હરિસિંહનો મિજાજ ગયો. દોલતસિંહજી! આપના ગમે તેવા સારા વિચાર હશે પણ સોલંકી પ્રજા ઉશ્કેરાઇ છે. આ વખતે હું બ્હાર ગામ હતો માટે લોકોએ મ્હને ચુંટી ખાધો. કુમારને ગઢમાં કેદ કર્યો છે એવી અફવા ચાલી છે.

હરિસિંહ! તમે વફાદાર છો. બોલો શું કરૂં તો લોકો શાન્ત થાય!

કુમારને જાતે લોકોને દેખાડો અને કહો કે એને લઈ નહિ જાવ.

દોલતસિંહે વખત વિચાર્યો. કુમારને ઉચક્યો અને બ્હાર ઓટલા ઉપર જઇ બોલવા જતો હતો ત્યાં કુમાર, દોલતસિંહને જોઈ લોકોમાં ઘોઘાટ થયો. જુઓ પેલા કુમાર! અરે ઉપાડીને લઇ જાય છે. ના–ના ઉભા છે— સાંભળો! દોલતસિંહજી કાંઈ કહે છે. સર્વત્ર શાન્તિ ફેલાઇ અને દોલતસિંહે શરૂ કર્યું ભાઇઓ! બાલકુમાર તરફનો તમારો આવો ગાઢો પ્રેમ જોઇ મને સંતોષ થાય છે. મારી

સર્વ પ્રજા આવી જ વફાદારી બતાવશે એમ ખાત્રી છે. બાપુસિંહને લીધેજ આજ હું દીલ્હીપતિ છું આ રાજ્યને ખંડિયા રાજ્ય કરતાં મિત્રરાજ્ય ગણું છું, મ્હારા મિત્રનો પુત્ર તે મ્હારો જ પુત્ર માનું છું. મ્હારા મિત્રનું ખુન કરનારને મારીશ ત્યારેજ નિરાતે ઉંઘીશ. આટલું કહેતાં બાલકુમારને છાતી સરસો ચાંપ્યો અને ચુંબન કર્યું અને બાલકુમારનું રક્ષણ કરવા સોગન ખાધા. લોકમાં શાન્તિ પ્રસરી અને લોકો વિખેરાયા. દરબારીઓ એકલા પડયા એટલે દોલતસિંહે કહ્યું ભાઇઓ! બાલકુમાર અને આ રાજ્યની દીલ્હીની ગાદી તરફની વફાદારી જાણીતી છે સાદરાના ચાવડાઓ બાપુસિંહના ખુનીને ન સોંપે ત્યાં સૂધી એમને દુશ્મન ગણી પાયમાલ કરવા આપણી ફરજ છે. હરિસિંહ ચાવડા સામે જવા તમારામાંથી કેટલા આવશે?

દોલતસિંહજી! એ નકી ન કહેવાય પણ એકે એક સોલંકી અને જશોજી ચાવડો કુમારને માટે પ્રાણ આપવા તૈયાર છે.

શાબાશ હરિસિંહ! પ્રથમ મારે દીલ્હી જવું જોઇએ. ત્યાં જઇ લશ્કર ભેગું કરૂં. લોકોમાં વિશ્વાસ ઉત્પન્ન કરવા બાલકુમાર મારી સાથે રહે તો ઠીક. મ્હારા બે કુંવરો સાથે રહેશે અને રાણી એની માતાની ગરજ સારશે.

દોલતસિંહજી! હા ના નો જવાબ આપું તે પહેલાં

મારે કુમારના પોતાના વિચાર જાણવા જોઇએ. બાલકુમાર અને હરિસિંહ આઘા ગયા અને બન્ને વચ્ચે વાત શરૂ થઇ.

કુમાર ! તમારો શો વિચાર છે.

દોલતસિંહજી લાગે છે તો મામાજી પણ પાટણ છોડી જવું ગમતું નથી. રૂપાં નહી આવે !

કુમાર ! મામલો કઢંગો છે. આપણું લશ્કર તૈયાર નથી. પરમારો સખ્યા બંધ છે અને લઇ ગયા વિના રહે એમ નથી ત્યારે નકામું લોહી શા માટે રેડવું ? બે ચાર મહિના રહી આવો એટલામાં અમે અહીં તૈયારી કરીશું.

શું એકલો જાઉં ?

ના. અજીત કે કનુજી સાથે આવશે

હરિસિંહ ! કનુજી હું આંધળાની લાકડી છે. કદાચ દગો હશે તો પહેલો જીવ એનો જશે.

અજીતસિંહ ! રજપુતના આ શબ્દો નથી.

કનુજી તમારા જીવનનો આધાર હશે પણ કુમાર સમસ્ત ગુજરાતના પ્રાણ છે.

હરિસિંહ માફ કરો. મ્હારા સ્વાર્થ માટે ગુજરાતનો સ્વાર્થ બગડતો હતો. ગુજરાતને માટે.

કુમારને માટે એક શું પણ હજારો એકના એક પુત્રનું બલિદાન અપાય તો પણ શું ?

હરિસિંહ દોલતસિંહજી પાસે આવ્યો. કુમારનું રક્ષણ કરવા અને કનુજીને રક્ષક તરીકે લઇ જવા કહ્યું.

કુમાર ખુણામાં મનુભા ઉભો હતો ત્યાં ગયો અને મનુભાનો હાથ પકડી બોલ્યો

મનુભા ! તમારે માણુસા જવું છે !

કુમાર ! દીલ્લીથી તમને અહી આવવાનું મન થાય તેમ મને માણુસા જવાનું મન છે.

મનુભા ! બેલાશક જાવ. હું તમને બોલાવીશ. મને દોલતસિંહના કુંવરો સાથે નહી ગમે એમ લાગે છે. મનુભા આવજો હોં–આપણે સાથે રમ્યા છીએ. આજ છુટા પડવું વસમું લાગે છે. રૂપાં ! અજીતકાકા ! જાઉં છું હો ! કુમાર અને. મનુભા એક એકને બાઝી રોયા.

---

૬

દોલતસિંહજી પરમારની સ્વારી મુકામ કરતી કરતી દીલ્હી તરફ ઉપડી. પાટણની સરહદમાં બાલકુમાર દિલ્હી-પતિની સાથે છે એમ ખબર મળતાં સોલંકી પ્રજા પોતાના રાજાને નજરે નિહાળી આંખો ઠારવા તલપી રહી હતી. પરન્તુ સરહદ વટાવી કે બાલકુમારની સ્થિતિ વિચિત્ર થઇ. જે દોલતસિંહ ગુજરાતની સરહદમાં બાલકુમારને પડખેજ રાખતો તે દોલતસિંહ સરહદ બહાર બાલકુમારે ખાધું છે

કે નહિ તેની તપાસ પણ કરતો નહિ. રસ્તામાં આવતા ખંડિયા રાજાઓ બાલકુમારને છોકરૂં ગણી ધ્યાનજ આપતા નહિ. ચતુર કુમાર આ સમજતો પણ બોલી ન બગાડવાની કનુજીની સલાહનેજ વળગી રહ્યો હતો.

દિલ્હી આવ્યું. પરમાર નરેશની સ્વારી બડી ધામ ધૂમથી નગરમાં પેઠી. દરબારમા દોલતસિંહને અભિનંદન આપવા, આવેલા રાજાઓને નિરખવા તૈયારી થઈ રહી હતી. પરમારવંશ અને દીલ્હીપતીના નિયમસર આજ રાણી પણ દરબારમાં બિરાજ્યાં હતાં. દરબાર ભરાયો. એક પછી એક રાજાની સલામ લેવાઇ. છેવટે બાલકુમારનું નામ પોકારાયું. રાજા અને રાણી અત્યારસૂધી વાતમાં જ હતાં. કોણે, ક્યારે સલામ કરી તે તરફ લક્ષજ નહોતું. બાલકુમારનું નામ આવતાંજ દોલતસિંહે રાણીજીને કહ્યું.

રાણી ! આજ પાટણનો સોલંકી કુમાર:

ઠીક સપડાવ્યો છે. પણ સાથે સાથે પેલો કોણ છે !

રાજા જવાબ આપે તે પહેલાં કનુજી અને બાલકુમાર વચ્ચે કાંઈ હોંસાતોંશી થતી હતી. “હું જવાનો નથી. દોલતસિંહજી તો ઠીક પણ પેલી રાણીને હું નહિ નમું.”

કુમાર ! કુમાર ! એક વખત ન માની ગઢમાંથી બ્હાર જતા અટકયા. અહીં શું થશે તે કહી શકતો નથી.

કુમાર કાંક સમજ્યો–રોફમાં ને રોફમાં સિંહાસન પાસે ગયો અને દોલતસિંહના પગ આગળ માથું નમાવી પાછો ફર્યો.

રાણીથી આ છોકરાનો રોફ ન સહેવાયો અને તે કરડી આંખે જોઇજ રહી. દરબાર પૂરો થયો અને મહેલમાં જમવાની ધાંધળ શરૂ થઇ. પાટલા મંડાયા. થાળીઓ મુકવાની બાજઠો મુકાઇ. દોલતસિંહજીના પાટલા પાસે બે નાના પાટલા અને સોનાની થાળીઓ હતી. સામી બાજુએ બાલકુમાર માટે રૂપાનો કુદડીવાળો પાટલો અને રૂપાના થાળી વાડકા મૂકાયા. રાણી સાથેજ હતી. બીજા ચારેક પાટલા જરા છેટે નંખાયા. દોલતસિંહ અને રાણીની સાથેજ બાલકુમાર અને કેનુજી અંદર ગયા. પોતપોતાની જગાએ બેસાડયા. અંદરના ભાગમાંથી દોલતસિંહના બે કુંવરો માનસિંહ અને અભેસિંહ આવ્યા. બાલકુમાર સુંદર તંદુરસ્ત કદાવર હતો ત્યારે આ બન્ને કુંવરો છેક નબળા અને અશક્ત જેવા લાગતા હતા.

કુંવર ! તમારે માટે રમવાને છોકરો !

પેલો નાનો છોકરો ?

અભેસિંહના શબ્દથી બાલકુમારનો મિજાજ ગયો પણ કેનુજીની બીકે મુંગો રહ્યો. અભેસિંહ બાલકુમાર પાસે ગયો ત્યાં માનસિંહે અભેસિંહને ધકકો માર્યો ને તે આગળ આવી બોલ્યો.

છોકરા ! હું પાટવી છું. અભેસિંહ કરતાં મને પહેલો હક છે.

બાલકુમાર તો આ બે કુંવરોની અંદરઅંદરની લડાલડી, તું તાંથી છકજ થઇ ગયો. એણે અસભ્યતા તરફ તિરસ્કાર હતો એટલે બોલ્યોજ નહીં.

કેમ અલ્યા! નથી સમજતો કે બહેરો છે! જંગલી ગુજરાતી ભાષા શિવાય બીજી ભાષા આવડતી નહિ હોય!

ગુજરાતી ને, ગરવી ગુજરાતીને જંગલી કોણ કહેનાર છે! ગુજરાતને લીધેજ આ તમારી સ્થિતિ છે. અમે ગુજરાતી, રીતભાતમાં તમારા કરતાં સારા છીએ.

કુમાર! કુમાર! ધીરા પડો. કયાં છીએ તે વિચારો. દોલતસિંહ રાણી મ્હીડાતી હતી તે સમજ્યો અને બોલ્યો. કુમાર! શું બોલો છો અને કયાં બોલો છો તે સમજો છો? સોલંકી સરદાર કેનુજી! કુમારને વારો. આ પાટણ ન હોય નહિ તો પછી ભૂખ્યા ઓરડામાં પડયા રહેવું પડશે.

કુમાર! શાન્ત થાવ. સભ્ય થાવ.

કેનુજી! આ કુંવરને પહેલી સભ્યતા શિખવા દો. બાલકુમારની કરડી આંખોથી માનસિંહ બીન્યો અને પાટલા ઉપરથી ઉઠી રાણીની સોડમાં ભરાયો.

હાય! હાય! આ તે કયાંથી આવ્યો છે—મારા છોકરા ને મારી નાંખશે કોણ જાણે.

જમવાનું શરૂ થયું-અભેસિંહ બીતો બીતો બાલકુમાર સાથે વાતમાં પડયો.

કુમાર! તમારી ઉમર કેટલી.

દશવર્ષ. તમારી?

મારી નવ વર્ષ અને માનસિંહને દિવાળીએ દસમું બેઠું. તમે બાર વર્ષ જેવડા લાગો છો.

અમે સોલંકી રજપૂતો કદાવર હોઇએ છીએ. બાયલા નબળા છોકરાને કોઇ ગણતુંજ નથી. માનસિંહ બાય—

બોલશો નહિ. રાણીજી ચીડાશે ને તમને માર મરાવશે.

મને ! કોણ મારનાર છે.

અરે રમતાં રમતાં માનસિંહને એક છોકરાની મોઇ વાગી તે બિચા·ાને ચાબકે ચાબકે માર્યો.

બાયલા બધા. હું ને મનુભા રમતા હતા અને મનુભાનો દડો મને એવો વાગ્યો કે તમ્મર ખાઇ પડયો. અજીતકાકાએ કહ્યું કે હોય એમાં શું ! ઘોડે ચડે તે પડે. હજી તો રણમાં તલવારના ઘા વાગશે.

સાતેલીયું–એરડો રમતાં આવડે છે !

ના–સંતાકુકડી આવડે છે. રખેને વાગે એમ કરી રાણીજી અમને બાર જવા દેતાં નથી અમે તો રાજકુંવરો.

એટલે નમાલા થવું. રાજકુંવરે તો ટાઢ તડકો સહન કરવો જોઇએ. સખતમાં સખત મહેનત કરવી જોઇએ એમ શાસ્ત્રીજી કહેતા. બાપુ પણ એમજ કહેતા કે બાયલા રોતડી નબળા છોકરા ગુજરાતને નથી જોયતાં.

અભેસિંહ તો બાલકુમારના વિચારો, વાતો સાંભળી છકજ થયો અને માનસિંહ કરતાં કુમાર તરફ લાગણી થતી ગઈ. જમવાનું શરૂ થયું અને કનુજી અને બાલકુમાર પોતાને આપેલા ખંડમાં સૂવા ગયા.

૭

દિવસ ઉપર દિવસ ચાલ્યા અને ત્રણે કુંવરો સાથે રમતા, સાથે જમતા, સાથે ભણતા અને સાથે ફરવા જતા. બાલકુમારને દિલ્હીમાં કોઇ પણ તરેહનું દુઃખ હોય તો રાણીજીની અદેખાઇ અને કરડી નજર હતી.

બાલકુમાર અને અભેસિંહને બનતું હતું. અભેસિંહ નબળો અને બ્હીકણ હતો. કુમાર ને નબળા તરફ દયા રાખવાની ટેવ હતી. માનસિંહ કરતાં પણ અધિક પ્યાર બાલકુંવરનો હતો અને આથીજ બે મિત્રો થયા.

માનસિંહ ખુશામતીયામાં ઉછર્યો હતો. માયે લાડ લડાવી બગાડયો હતો, પોતે પાટવી છે અઢળક પૈસાનો માલિક છે એટલે બેદરકાર રહેતાં શિખ્યો હતો. નાનામાં નાની ઇચ્છા પૂરી પાડવામાં આવતી એટલે કોઇ સામુ થતું તો મીજાજ જતો. ભાઇમાં ઉછર્યો હતો અને શરીરે નબળો હતો એટલે કુંવરને કાંઇ કહેવાયજ નહિ એમ થતાં માન-સિંહ સ્વચ્છંદી હઠીલો અને મોજીલો થઇ ગયો હતો. અભેસિંહને વારંવાર મારતો લઢતો. એકવાર એક કુતરૂં સામું થયું એટલે મરાવી નાંખ્યું. એક પોપટે પાંજરામાંથી ચાંચ મારી એટલે ઉના સોયાથી આંખ ફોડાવી. ઘોડાએ પાડી નાંખ્યો એટલે ઘોડાને મરાવી મરાવી અધમૂવો કરાવ્યો.

એક દિવસ માનસિંહ પોતાની બડાઇઓ હાંકતો હતો અને પોપટની વાત નીકળી ને બાલકુંવર બોલી ઉઠયો.

માનસિંહ તમે રજપૂત નથી પણ રાક્ષસ છો. પોપટને ડામતા શરમ ન આવી.

શરમ ! કુમાર ! કોને કો છો ! હું દીલ્હીનો પાટવી અને તું-જંગલી ગુજરાતી.

ગુજરાત જંગલી છે કે કોણ એ તો જણાય છે જ.

કુમારનો મિજાજ ગયો. માનસિંહના હાથમાંથી એવો જ સોયો ઝુંટાવી લીધો અને ધકકો મારી દૂર કર્યો. કનુજી ગભરાયો અને બોલ્યો.

કુમાર ! બહુ થયું. આપણું કામ નથી.

કનુજી ! રજપુત થઇ આવાં નીચ કામ આપણી નજરે થવા દેવાં ! આ સોયાથી મેનાની આંખો ફોડવી હતી. કોણ જાણે કેમ એને એમાંજ મજાહ પડે છે.

કુમાર ! પણ તમારા કપાળે વાગ્યું લાગે છે.

હરકત નહિ. સારૂ કામ કરતાં વાગ્યું એમાં શું ? ગુજરાતને માટે, દેશને માટે લઢતાં મરવું પડે તોએ શું !

કુમાર ! પેલા કુંડમાંથી પાણી છાંટો. કુમાર અને કનુજી આ ધાંધળમાં હતા ત્યાં દોલતસિંહનો દૂત આવ્યો. અને કુમારને હમણાંને હમણાં બોલાવે છે તે સંદેશો મળ્યો.

કનુજી અને કુમાર ગયા અને જુવે છે તો દોલત-

સિંહજી માનસિંહને સમજાવે છે. માનસિંહ રાણીના ખોળામાં માથુ મૂકી પડયો છે. કુમારને આવતો જોઇ દોલતસિંહજી બોલ્યો.–

કુમાર ! માકણને મૂછો આવી લાગે છે? કયાં કોની આગળ છો એ ભુલી જાઓ છો કે ! તમારા શિરતાજ દીલ્હી પતિના પાટવીનું અપમાન ! મ્હારા મિત્રનો પુત્ર છે નહિ તો અબઘડી એક અંધાર કિલ્લામાં કેદ કરત કે જયાં સૂર્યનું કિરણ પણ પ્રવેશ ન કરી શકે?

મહારાજ ? ત્યાંથી પણ હરિસિંહ જેવા સોલંકી શુરવીરો મને છોડવી શકે એમ છે.

અલ્યા છોકરા ! ત્હારા પાટણને અને ગુજરાતને મસળતાં કેટલીવાર ! માનસિંહની ક્ષમા માગ નહિ તો—

હું માફી માગું ? શા માટે ? ચંડાળને છાજતું કામ કરનારની માફી ! પોપટની આંખો ફોડતાં શરમ ન આવી

પોપટની આંખો-! કુમાર ! તું શું કહે છે !

કનુજીએ પોપટનો ઇતિહાસ સંભળાવ્યો અને દોલતસિંહજી ભર દરબારમાં દીલ્હીના પાટવીની વર્તણુક જાણી ખિન્ન થયો–તેણે કુંવરના માણસોને સખ્ત ઠપકો આપ્યો. વાત બદલાઈ ગઈ અને બાલકુમાર બચ્યો.

પોતાના છોકરાને ધમકાવનાર પરદેશી, હાથ નીચેનો છોકરો આમ બચી જાય એ રાણીને ગમ્યું નહિ અને રીસમાંને રીસમાં માનસિંહને લઇ ચાલી ગઇ. માનસિંહ

કુમારની સાથે રમતો નહિ. એનાથી બીતો બીતો ફરતો છતાં કુમાર હલકો છે એમ ગણતો.

મહિના ને મહિના ચાલ્યા ગયા. કુમારનું શિક્ષણ ચાલુ હતું. રાજકુંવરો અને બાલકુમાર પ્રત્યેના વર્તનમાં ભેદ વધ્યે જતો હતો; પણ સાદરાના ચાવડા ઉપરની સ્વારીની વાત કોણ જાણે કેમ વિસારે પડી હતી. દોલતસિંહજીએ પાટણમાં પ્રજા સમક્ષ બાલકુંવરને તેડીને સોગન ખાધા હતા કે તે બાપુસિંહનું વેર લેશે, પરન્તુ વેર લેવાને બદલે સાદરાના ચાવડાઓ મિત્ર ભાવે દીલ્હી આવતા, એમને મીજબાનીઓ અપાતી અને પિતાનું ખુન કરનારા સાથે ખાવા નહી બેસું એવું બાલકુમાર કહેતો ત્યારે દોલતસિંહજી વધારે ને વધારે ગુસ્સે થતો. સોલંકીના મિત્ર ભાયાતો રાજકુંવરો કે વ્યાપારીઓ આવતા ત્યારે બાલકુમારને માન મળતું અને વિશેષ સન્માન થતું અને બાલકુમાર આ સર્વ સમજતો.

---

૮

સાંજના છ એક વાગ્યા હશે; સૂર્ય અસ્ત થવાની તૈયારી હતી; કુંવરો ગેડીદડાની રમતમાં મશ્ગુલ હતા. સીપાઈઓ દડો લઈ આવતા અને ઘડીમાં આનંદ તો ઘડીમાં બોલા બોલી ચાલતાં હતાં એવામાં એક વૃદ્ધ બાવો આવ્યો. કુંવરો ગઢની બ્હાર રમતા હતા. કુંવરોની રમત

જોવા સર્વને છૂટ હતી અને આ બાવો અચાનક જ આવી ચડયો. બાવાએ કુંવરોને જોઇ હાથ ઉંચા કરી આશીર્વચન આપ્યાં. અભેસિંહ બાવાને જોઇ ઉભોરહ્યો—મહારાજ રાત્રી પડી આપ હવે અમારે ત્યાંજ ભોજન લ્યો.

બેટા! જય ગુર્જરી! શ્રી સોમનાથ ત્હારૂં કલ્યાણ કરો.

બાલકુમાર દડાને આકાશમાં ઉરાડી ઝીલતો હતો તે એકદમ ખચકાયો અને બોલી ઉઠયો—કનુજી ! દીલ્હીમાં પરમારીમાં ગુજરાતી ?

કોણ! બાલકુમાર! મારા માલિક! સોલંકી કુળના દિવા!

ભાસ્કરાચાર્ય ! ગુરૂજી ! તમે આવેશમાં ! રૂપાં શું કરે છે ! અજીત કાકા મનુભા ખુશીમાં છે.

બાનો ભાસ્કરાચાર્ય ઉત્તર આપે એ પહેલાં ધાંધલ થયું. માનસિંહ બે ચાર પટાવાળા સાથે આવ્યો અને બાલકુમારની આસપાસ ટોળું જોઇ, તેને અપાતુ માન જોઈ એનાથી ખમાયું નહિ. કોણ છે! આ બાવો કોણ ! ના જવાબમાં 'ગુજરાતી" શબ્દ કાને પડતાં જ માનસિંહનો મિજાજ હાથથી ગયો. ગુજરાતી ! દીલ્હીમાં સોલંકી ! ગુજરાતીનું મ્હો બાળો ચાંડાલને મારો. લઈ જાવ એને કેદમાં.

કુંવર ! નાનો પણ આ સોલંકી જીવતો છે ત્યાં સૂધી ગુજરાતીનું અપમાન કરનાર કોણ છે એ જોઉ તો ખરો ?

માનસિંહે વગર વિચારે પાસેનો ચાબખો ઉપાડયો અને બિચારા બાલકુમારના વાંસામાં માર્યો. બાલકુમારની આંખો લાલ થઇ ગઈ, વાંસાના દુઃખને ન ગણુકારતાં ચાબખાને પકડયો. વિંઝોટયો અને દૂર ફેકયો. એટલામાં તો બીજા પરમારો આવી પહોચ્યા અને મારામારી વધી. ગુરૂજી ! ભાગો અત્યારે વખત નથી. સોલંકી કુમાર ખુશીમાં છે એમ પાટણુની પ્રજાને જણાવજો. જાઓ એકદમ જાવ. આટલું કહેતાં કહેતાં બાલકુમારની આસપાસ પરમારો ફરી વળ્યા અને ગુરૂજી પલાયન કરી ગયા.

બીજે દિવસ તાપ શ્રમ માર અને અશક્તિનો બાલકુમારને તાવ આવ્યો. કુમાર પથારીમાં તાવથી તડફડીયા મારતો હતો. કનુજી બિચારો આખી રાત પલંગ પાસેજ બેસી રહયો. પરદેશમાં ગુજરાતનો જીવ—ગુજરાતનું નાક—ગુજરાતનું સર્વસ્વ વગર માણસે એક સામાન્ય મનુષ્યની માફક એક નાના ઓરડામાં તાવે તરફડે અને કોઇ તેની દરકાર ન કરે ? અરે રામ ! ન કરે નારાયણુ ને બાલકુમારને કાંઇ થયું તો ગુજરાત રંડાશે. હું શું મોં લઇ ત્યાં જઈશ. એ પ્રભુ ! ગરવી ગુજરાતના સદ્દભાગ્યે આ બાલકુમારને આરોગ્ય બક્ષજે' આટલું કહેતાં કનુજી—સોલંકી રજપુત—રણુસંગ્રામમાં હજારો દુશ્મનના શિર ઉડાવી નાખનાર કનુજીના આંખમાં આંસુ આવ્યાં. દરબારી વૈદ શિવાય બીજાની દવા કરવાની બંધી હતી અને રખેને દરબારી વૈદ

મહારાજ કે રાણીજીના કહ્યા મુજબ બાલકુમારને પુરા કરે એ બ્હીકે કેનુજી દવા ખવરાવતો જ નહિ.

તુલસીના પાંદડાનો ઉકાળો-કડવી જીરી કે કરીયાતુ એ એની દવા હતી. ત્રણ દિવસ સખત તાવ આવ્યા પછી તાવ નરમ પડયો અને બાલકુમાર પંદરે દહાડે ઓરડામાં ફરતો થયો. દોલતસિંહજી રાજ્યમાં ફરવા ગયા હતા એટલે બાલકુમારને તાવ આવે છે એ આવ્યા પછીજ જાણ્યું; પરંતુ દીલ્હીપતિ ગુજરાતના નાના કુમારની ખબર કાઢવા જાય એ બને કેમ કહી રાણીએ જવા ન દીધો.

બાલકુમાર મહારાજને મળવા તલપી રહ્યો હતો અને ખબર પડતાં મહારાજ પાસે લઇ જવા કેનુજીને કહ્યું.

કુમાર ! મહારાજને મળવાની વાત જવા દો. સાદરાના ચાવડા સરદારો સાથે આવ્યા છે.

તાવ આવે છે અને નથી નિકળાતું એમ જાણે એમાં જ મજાહ છે. આ તમારો મેવો. ખાવ. તૈયાર થાવ. કુમાર પરમ દિવસ સાંજે પાટણમાં જમીયે તો ?

પાટણમાં ! ખરૂં કહો છો ! એ કયાંથી ! હરિસિંહ આવ્યા ! મહારાજ જવા દેશે !

કુમાર ! ધીરે બોલો. બારીઓને આંખો હોય છે ને ભીંતને કાન છે. સહજ પણ વાત ગઇ તો બાજી કથળશે અને અહીંજ ગોંધાઇ રહેવું પડશે.

કેનુજી ! ગમે તેમ થાય પણ પાટણ લઇ જાવ ! અભેસિંહને મળી લઉં !

એ નહિ બને ! અભેસિંહને મળ્યા એટલે જવાના રામ રામ. તાવમાં બહાર નથી નિકળાતું એમ જાણે છે એજ ઠીક છે.

કેનુજીએ કપડાં પહેર્યાં. તરવાર બાંધી. નાની પીછો-ડીમાં કેટલોક ખોરાક વગેરે બાંધી કેડે લીધો અને બાલ-કુમારની કેડમાં નાનું ખંજર નાંખ્યું. કેનુજી કુમારને લઇ નીચે ઉતર્યો અને ઘાસનો પૂળો પડયો હતો ત્યાં લઇ જઈ બોલ્યો.

કુમાર ! મહારાજની હમણા આપણા ઉપર કૃપા થઇ છે. ઘોડા ને ઘાસ નાખવું એ પણ સોલંકી સરદારનુંજ કામ. ઘોડાવાળા પણ રાખવાની બંધી થઇ છે. ખેર. જે થાય છે તે સારાનેજ માટે. કુમાર ! હું તમને આ પુળામાં સંતાડી ગઢ બાર લઇ જઇશ. હાલના ચાલતા કે બોલતા નહિ. ગીલી દંડાની કે સંતા કુકડીની રમત નથી. એતો જીવસટ્ટે કામ છે. ચાલો સૂઇ જાવ. કેમ આવી પથારી કે ગોદડું જોયું હતું ! શ્વાસ લેવાય છે ને !

કનુજીએ ઘાસ ગોઠવ્યું, બાંધ્યું અને ભારો ઉપાડયો. પરમાર ચોકીદારો સોલંકી સરદારને ઘાસનો ભારો ઉચકી જતાં જોઇ રહ્યા અને એમનું હસવું ઘાસમાં ભરાયેલા કુંવરને કાને અથડાયું. ગઢ બહાર થોડે દૂર જઇ કનુજીએ ભારો

ઉતાર્યો અને કુમાર ખુલ્લી હવામાં આવ્યો. બન્ને ઘોડા તૈયાર કરીનેજ કનુજી અંદર આવ્યો હતો. કનુજીને આ-વવા જવાની છૂટ હતી. બાલકુમાર ઉપરજ જાગ્તો હતો. ઘોડાની ખડખચડી ગાદી, એ ઉપર બાંધેલું ઘાસ અને તર-તના તાવમાંથી ઉઠેલો એટલે બાલકુમારને ઘોડાની સ્વારી માફક તો ન આવી પણ રૂપાંના દર્શન કરવા, ગુજરાત, માતૃભૂમીમાં પગ મૂકી, હાશ કરવાની ઉમેદે આ દુઃખ વિસરાવ્યું. કનુજી અને કુમાર રખેને દુશ્મનો પાછળ પડે એ બ્હીકે પુરપાટ ઘોડે પાટણને રસ્તે આડા અવળા થઇ ચાલ્યા અને આપણા બાલકુમારને ન લાગ્યો રસ્તાનો થાક કે ન લાગી ભૂખ. ગુજરાતની ભુમિ ઉપર કયારે આવીશું! ગુજરાતના ફળદ્રુપ ખેતરો અને નદિઓથી આંખ કયારે ઠરશે એજ ચિન્તા હતી.

હોંશ-ઉત્સાહ અને સ્વદેશ પ્રેમને લીધે બન્ને જોસ-ભેર સ્વારી કર્મ ગયા અને બીજે દિવસે સાંજના ગુજરા-તની સરહદમાં આવ્યા. પુરપાટ ઘોડે રજપુત સરદારોને દોડતા જોઇ નદિ કિનારે આવેલા કિલ્લામાં ચોકીદારે રણ-સિંગડું વગાડયું અને કિલ્લામાંથી બે રજપૂતો બહાર આવ્યા.

આમ પુરપાટ ઘોડે અમારી હદમાંથી આ વખતે કોણ જાય છે?

આ પ્રશ્ન પૂરો થાય ત્યાં બાલકુમારે ઘોડો ઉભો રાખ્યો. ઘોડા ઉપરથી કુદી પડયો અને નાના રજપૂત સરદારના બન્ને હાથ હાથમાં લઇ બોલ્યો. કોણ ! મનુભા ! અમે છીએ. તમારી સરહદમાંથી જવા રજા છે ?

બાલકુમાર ! તમે ! દોલતસિંહજીને ત્યાંથી છૂટયા. સોલંકી રજપુતો—જસોજી ચાવડો તમારા નામની જપમાળ જપે છે. ચાલો આજ તો મારા મહેમાન, મારી માના આ-પને સંભારે છે, આપને ત્યાં હું ઘણા દિવસ રહયો. આજ અમ ગરીબની ઝુંપડી પાવન કરો.

૯

બાલકુમારના નાશી આવવાની વાત છુપી રહેવાની નથી અને પરમારો વેર લીધા વિના રહેવાના નથી એની સોલંકીને ખાત્રી હતી. જીવ લેણ યુદ્ધની તૈયારી કરવી અને બાલકુમારનું રક્ષણ કરવું એજ અત્યારે સોલંકી સરદારોમાં ચર્ચાનો વિષય થઇ પડયો હતો. પાટણમાં એવો મજબૂત કિલ્લો ન હોતો કે ત્યાં બાલકુમારને થોડા માણસો સાથે નિર્ભય રાખી શકાય; આથી બાલકુમારને ખુણાના પણ મજબુત પાવાગઢના કિલ્લામાં રાખવો એમ ઠર્યું. બા-લકુમારના માણસોમાં રૂપાં વગેરે હતાં, સર્વ સગવડ હતી પરંતુ કિલ્લાનો બહાર જવાની મનાઇ હતી.

દોલતસિંહજીને બાલકુમારના નાશી જવાની ખબર ડતાંજ ગઢ સાચવનાર પરમાર સરદારોને કેદ કર્યાં અને

પાટણ ઉપર ચડાઇ કરવા તૈયારી કરી સાદ્દરાના ચાવડા ઉપર ચડાઈ કરતાં જેટલી વાર વિલમ્બ થયો હતો તેથી ચોગણી ઉતાવળ પાટણના સોલંકી કુળનું નિકંદન કરવા જવામાં આવી. પરમારનું લશ્કર આવે છે એમ ખબર પડતાં પાટણમાં ત્રાસ વર્ત્યો. ગુજરાતમાં ચાવડા અને સોલંકી વચ્ચે વેર હતું. સામાન્યપ્રજા લડી શકે એમ નહોતી એટલે દોલતસિંહજીનું પ્રબળ લશ્કર પાટણના કિલ્લા પાસે આવી પહોચતાં જ કિલ્લાના બારણા બંધ થયાં અને બચાવ શરૂ થયો. પરમારો કયાં છે–કેટલે આવ્યા. શુ કરે છે એની હકીકત પાવાગઢના કિલ્લામાં દરરોજ જતી અને બાલકુમાર સર્વ હકીકતથી વાકેફ રહેતો.

એક સવારે ઉઠતાં વાર જ બાલકુમારને ખબર મળ્યા કે પાટણ પડયું અને પરમારોને હાથ ગયું. આ સાંભળતાં જ બાલકુમાર ગળ ગળો થયો. અરે રામ ! મારી રાજધાની દુશ્મનોને હાથ ! એ પેલા રાજદ્રોહી રણજીતના જ કામ. !

કુમાર ! ખરી હકીકત જાણ્યા શિવાય કેમ કહેવાય ! સોલંકી કદી નાફરમાન થયો નથી.

કેનુજી ! આ રણશીંગડું શેનું !

કેનુજી બ્હાર ગયો અને આવ્યો.

કુમાર ! જસોજી ચાવડો પોતાનું લશ્કર લઈ આપણી મદદે આવ્યો છે.

સાબાશ જશોજી ! મિત્રો તે આનું નામ. પણ કનુજી દુશ્મનનું લશ્કર કાલસોરૂં આવી પહોંચશે. આપણી પ્રજામાં સ્વદેશને માટે આટલી લાગણી હશે એ મે ધાર્યું નહોતું. પોતાના રાજા માટે સામાન્ય પ્રજા પોતાનું સર્વસ્વ આપવા તૈયાર થાય એ દેશના ઉદયની નિશાની છે. કનુજી ! સ્ત્રીઓ ખેતીના કામમાં તન દઈ પડી છે, ઘર સંસાર દુકાનો ચલાવે છે જેનામાં શક્તિ છે એવો એકે એક પુરૂષ હથીઆર લઇ મારી મદદે આવ્યો છે.

કુમાર ! આપના પિતા ગુજરાતની રાંક પ્રજાને પુત્રવત પાળતા, પ્રજા ઉપર વિશ્વાસ હતો અને તેને હથિયારનો હક આપ્યો હતો, મોટમોટી નોકરીએ પ્રજાનાજ મનુષ્ય રાખ્યા હતા; આમ હોય પછી પ્રજા પોતાના દેશને માટે–રાજાને માટે શા માટે મરવા તૈયાર ન થાય. કુમાર ! જુઓ રણસિંગડું વાગ્યું–દુશ્મનનો સામા જવાનો સમય થયો.

કનુજી ! જાવ–વિજય વાવટો લઇ આવ. પણ બ્હાર આ શું છે ?

કુમાર ! પોતાને માટે–દેશને માટે–રાજાને માટે દુશ્મન સામે લડવાનો ગુજરાતને આ પહેલો પ્રસંગ આવ્યો છે–ગુજરાતના બાલકો વીરપુત્રો આપ કુમારની સાથે રહી લડવા તૈયાર થયા છે.

સાબાશ મારા બન્ધુઓ ! જે દેશના બાલકોમાં રાજા પ્રત્યે આટલી વફાદારી છે–દેશ માટે લાગણી છે અને જેનાં

બાલકો લડવા તૈયાર થાય અને માતાઓ અભિનંદન આપે તે દેશનો ઉદય અવશ્ય જ થવાનો.

કુમાર ! જાઉં છું.

કનુજી ગયો અને કુમાર અને મનુભા એકલા પડ્યા. મનુભા પરમાર સાથે લડવા તલપી રહ્યો હતો પણ બાલકુમારને અણુગમતું ન આવે માટે સાથે રહ્યો હતો. દિવસ ઉપર દિવસ જવા લાગ્યા—સાબરમતિને કિનારે દુશ્મનોનો ભેટો થયો છે અને પરમાર અને સોલંકી વચ્ચે દારૂણ યુદ્ધ ચાલ્યું છે એવી વાતો આવતી હતી. જસોજી ચાવડો આટલી ઉમરે બાપુસિંહના નામ ખાતર સોલંકીની વારે ધાયો હતો.

બાલકુમાર અને મનુભા આજ અધીરા થઈ ગયા હતા, લડાઈના ખરખબર આવ્યા નહોતા. કુમાર મુઝાય નહિ માટે મનુભા કુમારને કિલ્લા ઉપર લઈ ગયો અને ત્યાંથી બંનેજણા ગુજરાત તરફ નજર કરવા લાગ્યા. પાવાગઢના શિખર ઉપરથી ચારે તરફ નજર પડતી હતી અને દરેક પળે કુમાર નિશ્વાસ નાખતો હતો. અરે રામ ! આ ફળદ્રુપ નંદનવન જેવી ગુજરાતની શી દશા થશે ? દોલતસિંહજી ? તું રાજા નહી પણ રાક્ષસ છું. વિના કારણે નાની પ્રજાના—નાના રાજાને પજવવા, વેપાર રોજગાર નાબૂદ કરવા એ માણસાઇ નથી. ગુજરાતમાં ગુજરાતના પુત્રોમાં જ્યાંસુધી પરમેશ્વર વસે છે ત્યાંસૂધી આવો અન્યાય થવા નહી દે. દુષ્ટ દોલતસિંહનું માથું કિલ્લા ઉપર ચડાવીશ.

કુમાર ! પેલું આઘે શું દેખાય છે ?

મનુભા ! એ તો પક્ષીનાં ટોળાં છે–ધુળ ઉડે છે. હરણીયાં દોડતાં આવતાં હશે.

કુમાર ! ના. કોઇ ઘોડેસ્વાર દોડતા ઘોડે આવે છે જરૂર યુદ્ધના ખબર.

"એજ" કહેતાની સાથે કિલ્લામાં ખળભળાટ થઇ રહયો. કુમાર–મનુભા બીજા સરદારો કિલ્લાના ચચ્ચાર પગથીયાં સાથે કુદતા નીચે ઉતર્યા કિલ્લાના બારણા ઉઘડયાં. પૂલ નંખાયો અને શ્વાસભર એક સ્વાર આવી, ઉતરી કુમારને પગે પડી હાંફતો હાંફતો બોલ્યો.

કુમાર ! આપણી જીત. દોલતસિંહ કેદ. એના સરદારો માર્યા ગયા.

એ શી રીતે બન્યું ! દગો તો નથી કર્યો ને.

સોલંકી રજપુતો કાવાદાવામાં સમજતા નથી. ગુજરાતી વીરો સીધે રસ્તે જ જાય છે. કુમાર ! જસોજી ચાવડાને સમજાવી પોતાના પક્ષમાં લેવા સલાહને બાને બોલાવ્યો તે વખત ચાવડો અને દોલતસિંહ તંબુમાં મળ્યા. ચાવડો એકલો હતો. દોલતસિંહે દગો, કર્યો ચાવડાને પકડયો પણ ચાવડાએ વીરહાક મારી. એ હાક સાંભળતાં સોલંકી લશ્કર તુટી પડયુ. અને દોલતસિંહને પકડયો; દુશ્મનો નાઠા.

એને કયાં રાખ્યો છે. ?

કુમાર ! જયાંથી આપને તેડીને પાટણની પ્રજાનો વિશ્વાસ મેળવ્યો હતો, ત્યાં બારીયે બારીયે એક એક ચાવડો અને સોલંકી ચોકી કરે. છે.

સરદાર ! તે વખત હું નાનો હતો હવે વખત ફર્યો છે.

૧૦

દીલ્હીનો ભૂપતિ–દક્ષિણ અને મધ્ય હિંદુસ્તાનના સાર્વભૌમ માનતા દોલતસિંહને કેદમાં પડયે મહીનાના મહિના થયા. એ પ્રજાપ્રિય નહોતો. રાજ્યમંડળ એક મત ન હોતું એટલે એને છોડવવાને કોઇ તજવીજ કરતું નહિ. આખરે દોલતસિંહે એક શરત કરી. છુટકારા બદલ કુમારને મોટી રકમ આપવી અને એ રકમ ભરાય ત્યાંસૂધી જામીન તરીકે બે પુત્રોને મૂકવા.

ખરે ! અભેસિંહને પાટણમાં મ્હારા ભાઇ કરતાં પણ વિશેષ સત્કાર કરીશ. માનસિંહ ન હતો ઠીક.

બેટા ! જે થાય છે તે સારૂંજ થાય છે–ત્હારા પિતાના છેલ્લા શબ્દ પાળવાનો વખત મળશે અને બૂરાઇને બદલે ભલાઇ કરવાનો પ્રસંગ મળશે.

બેચાર દિવસો ગયા અને બન્ને કુમારો આવી પહોચ્યા. અભેસિંહ બાલકુમારને જોતાંજ રોઇ પડયો.

અભેસિંહ ! શા માટે રૂવે છે ! હું તમને દુઃખ નહીદઉ. શું કુમાર ! આપણે સાથે નથી રમ્યા ?

કુમાર ! અમને પાછા મોકલો. પેલો જસોજી ! અભેસિંહ બોલશો નહી ? અહીં કોઇ નથી અને તમને કોઈ હેરાન નહી કરે. રૂપાં તમે મારા મિત્ર–ભાઈ છો–જો આ તમારી સેવા કરશે.

પણ કુમાર ! તમને દીલ્હીમાં કેદ રાખ્યા હતા તે બદલ વેર લેશો તો !

વેર શું ! કુમાર ! તમે મારા ભાઈછો. રૂપાં આમને શાન્તકર. આટલુ કહી બાલકુમારે અભેસિંહને છાતીસરસો ચાંપ્યો અને રૂપાં પાસે લઈ ગયો.

આ બધીવાર માનસિંહ ખૂણામાં પડેલી ખુરશી- પર બેઠો હતો.

કુમાર ! હું દીલ્હીનો પાટવી આમ બેઠોછું. ગુલાબ- જળ. અત્તર લાવો.

માનસિંહજી ! અહીં તમે માલિક નથી.કેદીછો. અલ્યા છોકરા !

ભાઇ ! ભાઈ ! કુમારને ન ચીડવો.

અભલા ! બાયલા ચુપ રહે. કુમાર ! થાળ લાવ નહિ તો મારા પિતા ત્હારા કટકા–

થાળ નથી.

નથી એટલે !

બાજરાનો રોટલો ખાવો છે.

બાજરા નો. !

રૂપાં બરબડી. હાય ! હાય ! આ મુવા આવા છે ત્યારે એમની મા કેવીએ હશે ! મારા કુમારે દીલ્હીમાં શી રીતે દીવસ કાઢયા હશે.

થાળ આવી પણ માનસિંહે વગર પૂછયે ઝુંટાવી ખાવાનું શરૂ કર્યું. કુમારની બિલાડી ગેલ કરતી દોડતી

હતી તે માનસિંહના ખોળા ઉપર ચડી-માનસિંહ બીન્યો અને પકડી ફેંકી.

માનસિંહજી !! ખબરદાર? આ દીલ્હી નહોય ! મારા પ્રાણીઓ અને મ્હારી પ્રજાને ઇજા કરનારનો હું જીવ લઈશ !

હું પાટવી છું. ધારીશ તેમ કરીશ.

માનસિંહજી ! પેલો ચાબકો સાંભરે છે કે. એનો બદલો હવેજ લેવાનો છે.

વેર-બદલો-ચુપ.

અજીતસિંહથી ન રહેવાયું ને બોલ્યો.

કુંવરજી ! હવે બંધ રાખો. તમે કેદી છો. વધુ બોલશો તો અંધારા કેદખાનામાં નાંખીશું; સમજયા.

માનસિંહનો મિજાજ ગયો. ખુરશી ઉપરથી ઉભો થયો અને અજીતસિંહને મારવા દોડયો. બીજા રજપુતોએ પકડી લીધો અને ખાલી ઓરડામાં પૂર્યો.

કુમાર ! મને ન પુરશો.

અભેસિંહ ! તમે ન બીશો. તમને કોઇ ઇજા નહિ કરે.

દીલ્હીમાં પેલા પોપટ વખતે તમને વાગ્યું હતું તેમ તમે અમને તો નહી કરોને !

ભાઇ ! નારેના માનસિંહને પણ ઘડીવારજ પુર્યા છે. એને કાંઇ નહી થાય.

કુમાર ! માનસિંહને તો બરાબર શિક્ષા છે પણ મને.

કુંવર ! આશું બોલોછો ! મારે જો મોટે ભાઇ હોતતો હું આમ ન બોલત.

પણ માનસિંહ ખરાબ છે.

ખરાબ તરફ તો આપણે વધારે માયા રાખવી કુમાર ! અમારી માએ પણ આવું કદી શિખવ્યું નથી. પણ કુમાર ! આપણા દુશ્મનો તરફ, આપણને ધિક્કારતા હોય તે તરફ શા માટે. ભલાઈ બજાવવી !

કુંવર ? આપણા ધર્મમાં પ્રેમ ક્ષમા રાખવા કહ્યું છે માટે. કોઈ દિવસ પ્રાર્થના નથી કરી.

પ્રાર્થના ! અમારા મા બાપે ગુરૂએ કહ્યું છે કે પ્રાર્થના ઘડપણમાં કરવાની બાલકોને વળી પ્રાર્થના, પૂજા શી ?

બાલકુમારે નિશ્વાસ નાખ્યો. ભાઈ ! થાકયા હશો સૂઈજાવ.

આટલું કહી માનસિંહ નરમ થયો હશે અને એને બાર કાઢી સાથે રાખું એમ માની બાલકુમારે માનસિંહ વાળો ઓરડો ઉઘાડયો અને કહ્યું માનસિંહજી ચાલો.

બાલકુમારનું કહેવું સાંભળ્યા પહેલાંજ "કોણ છે, ચાલ્યો જા. મારીમા રોજ કહેતી હતી કે એની આંખો ફોડ પણ મને તારી દયા આવતી પણ જોઇ લે જે.

કુમાર કાંક ચીડાયો. માનસિંહ ! શરમ છે. ના લાયક છે ? હું દયાખાઇ બ્હાર લઇ જવા આવ્યો ત્યારે આમ જવાબ આપે છે. ઠીક ગાંધાઇ રહે અહીયાં.

બારણે તાળું વાસ્યું પણ બાલકુમારનું કુમળું હૃદય પીગળ્યું. હું છત્ર પલંગમાં સૂઇશ અને દીલ્હીનો પાટવી આ ઓરડામાં ભોંય સૂવે.

બાલકુમાર પાછો ફર્યો બારણું ઉઘાડયું.

માનસિંહજી ! ક્ષમા કરો. હું જરા ચીડાઇ ગયો. ચાલો બ્હાર. આપણે બે દોસ્તો છીએ.

શું ?

ચાલો એમ કહી કુમારે માનસિંહનો હાથ પકડયો એકાન્ત ઓરડામાં અંધારામાં માનસિંહ નરમ થઇ ગયો હતો. હાથપગ ચુંથાતા હતા. બન્ને હોલમાં ગયા અને ગરમાગરમ દુધ પી તાજા થયા.

૧૧

માનસિંહને હવે ખબર પડી કે દોલતસિંહજી કે રાણી એમાંથી કોઈ મદદે આવી શકે એમ નથી અને છુટકારાના પૈસા પૂરેપૂરા ન ભરાય ત્યાં સૂધી દીલ્હીનું નામ દેવાય એમ નથી. આથી કાંક નરમ થયો હતો છતાં કોઈ કોઈ વાર ઉશ્કેરાઇ જતો અને લડી પડતો. બાલકુમાર જાણતો હતો કે માનસિંહને શિક્ષણ જ એવું મળ્યું હતું અને એમાં એનો વાંક ન હોતો એટલે એની સાથે નભાવી લેતો. માનસિંહની ઉશ્કેરાઇ જવાની ટેવ જેમ જેમ ઓછી થતી ગઇ તેમ તેમ તેનું શરીર સૂધર્યું. પરન્તુ ગરીબ બિચારો અભેસિંહ મનમાં સોસાવાની ટેવથી નરમ થયો. અભેસિંહને તાવ નહોતો કે ખાસ કાંઇ રોગ નહોતો પણ, રાતે રૂપાંના ખોળામાં ઉંઘતો, ભડકીને જાગી ઉઠતો અને શરીરે ઘસાતો ગયો. સુંવાળી રેશમ જેવી પથારીવાળો પલંગ તૈયાર થયો. તે ઉપર ઘડી ઘડી બેસવાને ગોળ તકીયા નાખ્યા અને બારીમાંથી પવન ન આવે માટે પડદા નંખાયા.

અભેસિંહ ઘડીમાં સૂતો તો ઘડીમાં બેસતો, ધીરે ધીરે વાત કરતો, હસતો અને મનગમતા માણુસ નજરે પડતાં શાન્ત થતો. બાલકુમાર એક મિત્ર તરીકે રાતના એક એક વાગ્યા સૂધી એની પથારીમાં બેસતો, તેલ ચોળતો વાંસે હાથે હાથ ફેરવતો, અને મન રીઝવતો. ગુરૂ ભાસ્કરાચાર્ય પાસે બેસી રામજી કૃષ્ણુની નાની નાની વાતો કહેતા. સુંદર પ્રાર્થનાના શ્લોકો ગાતા અને અભેસિંહને એમ ન લાગવા દેતા કે હું દુશ્મનના ઘરમાં છું.

એક સવારે બાલકુમાર અભેસિંહની પથારીપર રોજના નિયમ પ્રમાણે બેઠો.

કુમાર ! તમે છો ! હાસ, કરી અભેસિંહે માથું કુમારના ખોળામાં નાંખ્યું.

ભાઇ ! આજે કેમ છે ?

એમને એમ ? આટલુ બોલી પાતળો સોટી જેવો હાથ કુમારના હાથમાં મૂકયો.

કાંઇ દરદ થાય છે ભાઇ ?

ના. પણુ કુમાર હવે હું જીવીશ નહીં.

એવું ન બોલીયે. હવા બદલાશે એટલે સારૂં થઇ જશે.

પણુ હું મરી–કુમાર ! તમે ગભરાશો નહી. હવે હું બીતો નથી. તે દીવસે તમે કહેતા હતા કે પરમેશ્વર બોલાવે ત્યારે ખુશીથી જવું. ત્યાં તો અહી કરતાં વધારે સુખ છે.

ભાઇ ! તે ખરૂં. પણુ તમે હજી નાના છો.

કુમાર ! પણુ મને દુનિયામાં નથી ગમતું હું નબળો

છું. મારા જેવા નબળાથી શું થાય એમ છે. તમારા જેવાનુંજ કામ.

ભાઇ ભાઇ ! એમ ના બોલ. તારા વિના મારાથી કેમ રહેવાશે. હજી તમારા પિતા અને માતાને મળવું છે.

કુમાર ! એમને કહેવડાવો કે હું હવે સ્વર્ગમાં જાઉ છું. દીલ્હી કરતાં અહી સુખમાં છું. ભાઇ. ભાસ્કરાચાર્યે મારા હૃદયને શાન્ત કર્યું છે. પ્રાર્થનાથી કેટલી શાન્તિ વળે છે એ હવે સમજ્યો છું. સ્વર્ગમાં દેવદૂતો મારી રાહ જૂવે છે. કુંવર આટલામાં થાકી ગયો. આંખો મીચી પડી રહયો; બાલકુમાર પથારીમાં પડેલા બાલકુંવર સામે ભીની આંખે જોઇજ રહયો. અભેસિંહના મો ઉપરથી તેજ ઉડી ગયું હતું. હાથ પગ ટાઢા થઈ ગયા હતા. રૂપાં ભાસ્કરાચાર્ય ખડે પગે ઉભાં હતાં. કુમાર હૃદયને શાન્ત કરવાજ ઘડીઘડી બાર જઇ પાછો આવતો હતો.

મધ્યરાત્રીનાં ચોઘડીયાં થયાં અને ભાસ્કરાચાર્યે કુમારને અને માનસિંહને તેડવા મોકલ્યું. રાત્રી શાન્ત હતી. સર્વત્ર શુન્યકાર હતો. માત્ર ચોઘડીયાં વાગતાં હતાં. આ વખતે એક પવિત્ર આત્મા પિતા પાસે જતો હતો. ઘીના દિવા. ધુપ સળગ્યા હતા. ભાસ્કરાચાર્ય ધીરે ધીરે શ્લોક બોલતા હતા. અભેસિંહ ઉંઘતો હોય એમ શાન્ત પડયો હતો. થોડીવારમાં બે હાથ જોડાયા અને અભેસિંહનો આત્મા ચાલ્યો ગયો.

૧૨

અજીતકાકા ! હરિસીંહ-જસોજી ચાવડા અને બીજા મહિ નદિ ઉપર મળવાના છે વાત ખરી. તમે આવો તો જઇએ. નહિ તો પછી કનુજીને સાથે લઉં.

કુમાર ! તમે અત્યારથી આમાં રસ લેતા થયા. સભામાં જાહેરકામમાં ભાગ લેવા મન થાય છે ને જવા તૈયાર થયા એ જ આનંદ. આવી સારી સભામાં, લોકોના હિતના કામમાં તો ભાગ લેતાં શિખવું એ દરેક બાલકનું કામ છે.

બાલકુમાર ? તમે મને મૂકીને જશો તમારા વિના મને નહિ ગમે. આ લોકો મને હેરાન કરશે હો. મને બીક લાગે છે. હું હવે એકલો રહયો છું.

માનસિંહજી ! ગભરાવ નહિ. મારી ગેરહાજરીમાં પણ તમને કાંઇ નહી થાય. મારા આવ્યા પછી ફરીયાદ કરજો આટલું કહી બાલકુમાર રૂપાં પાસે ગયો અને માનસિંહ જીની તજવીજ રાખવા એને અણગમતું ન આવે એમ કરવા કહ્યું.

બીજે દિવસે અજીતસિંહ, એકાદ બે ઘોડેવાર લઈ બાલકુમાર હરિસિંહની છાવણી તરફ જવા નીકળ્યો.

બાલકુમાર પરમાર ઉપર મેળવેલી જીત, પરમારના કુવરો ને કેદી કરેલા અને આખા ગુજરાતમાં કીર્તિ મેળવી હતી તેનો વિચાર કરતો, આંબા વડ લીમ્બડા ની ઘટામાંથી નદિનાળાં જોતો ગુજરાતની નંદનવન જેવી વાડીનો વિચાર કરતો જતો હતો. નાના ટટુને કુદાવતાં અજીતકાકા અને

સરદારો પાછળ રહ્યા. બાલકુમારને ભયનું તો નામ નહોતું. ખરે બાલકોને શહેરમાં ગોધી રાખવાને બદલે વખતોવખત આમ પર્વત નદિ જંગલ દરિયાઇ પ્રદેશોમાં ફેરવ્યાં હોય તો એમનાં મન મોટાં થાય, રખડતાં શરીર મજબૂત થાય અને બીક હમેશને માટે દૂર થાય. બાલકુમાર આગળ ચાલ્યો જતો હતો ત્યાં કોઈક કુતરાનો તીણો અવાજ આવ્યો. કુમારે ટટ્ટુ એ બાજુ હાંકયું. ઝાડીમાંથી જુએ છે તો શિકારી કુતરાને એક નાના ચિત્તાએ પકડયો છે. નાનો પણ ચિત્તો. પોતે એકલો નાનો અને અજીતકાકા વગેરે પાછળ, શું કરવું ? કુતરાને બચાવવો કે જવા દેવો ? શિકારી કુતરો પણ પહેલવાન દેખાવડો હતો. બાલકુમાર પાસે નાનું ખંજરજ હતુ. બાલકુમાર જરા પણ બીન્યો નહીં. ટટ્ટુ ઉપરથી ઉતર્યો અને કુતરા અને ચિત્તાની સાઠ મારામારી થતી હતી ત્યાં ગયો. ચિત્તાએ કુમારને જોયો. અને ઘુરકયો. કુતરો બિચારો નરમ થયો હતો. ચિત્તાના પંજા ગળામાં બેઠા હતા. કુમાર ધસ્યો. ચિત્તાએ એમજ ધાર્યું હોય કે આવડુ છોકરૂં શું ધસી આવવાનું હતું કે ગમે તેમ હોય પણ ચિત્તા ઉપર કુમાર ધસ્યો ત્યાં સૂધી ચિત્તાએ કુતરાને છોડયો નહોતો. કુમારને આવતાં જોઈ ચિત્તો કુદ્યો. કસરતબાજ નિડર કુમાર ઉઘાડું ખંજર રાખી જરાક નીચો નમ્યો અને ખંજર ચિત્તાના પેટમાં ખોસ્યું. ચિતો પડયો અને કુતરાને લઇ કુમાર બહાર નિકળ્યો. એટલામાં સામેથી એક શિકારીને

આવતાં જોયો. શિકારીને જોતાંજ લોહીલુહાણ કુતરો ગેલ કરતો દરદથી પીડાતો દોડયો. કુતરાને જોતાંજ શિકારી બોલ્યો.

મારા વાઘને કોણે માર્યો !

જી કોઇએ માર્યો નથી. ચિત્તાના પંજામાંથી છુટયો છે.

સાબાશ કુમાર ! ત્હે છોડવ્યો ! આટલી નાની વયમાં આટલો બહાદુર રજપૂત શિવાય ન હોય. પણ ગુજરાતમાં.

એટલે ગુજરાતમાં હિમ્મત શૌર્ય છે જ નહિ કે ! રળીયામણી ગુજરાત જેવી ધન્ય ધાન્યમાં ફળદ્રુપ છે તેવીજ ઉચ્ચ ગુણોમાં છે ને થશે. પરમારોની લડાઇ વખતે અમારૂ બાળ લશ્કર જોયું હતું ?

આમ વાત ચાલે છે ત્યાં એક બાજુથી અજીતસિંહ અને સરદારો બીજી બાજુથી હરિસીંહ વગેરે આવી પહોચ્યા. કુમારને જોતાંજ હરિસીંહ બોલી ઉઠયો.

બાલકુમાર ! તમે અહી કયાંથી ?

તમે અને જશોજી ચાવડા મળવાના છે એમ ધારી એક વિનંતી કરવા આવ્યો છું. જશોજી હા કહેશે ! ઘવાચેલા કુતરાને પંપાળ તો શિકારી બોલ્યો. કુમાર ! કુમાર! માગો તે આપવા જશોજી તૈયાર છે.

કોણ આપજ જસાજી ! આવેશમાં ઓળખાયા નહિ. આપ મારાશિર છત્રછો. આપ આપશો હા. બોલો કુમાર !

એજ કે માનસિંહને છુટા કરી દીલ્હી જવા દો.

શું ? પરમારને ! ન બને. તમારી દીલ્હીમાં શી વલે કરી હતી તે ભૂલી ગયા ! તમારા મો ઉપરનો ઘા હજી ગયો નથી અને વધારે રહ્યા હત તો ગુજરાત રંડાત.

તે હવે ગઇ ગુજરી વાત થઇ. એ માંદો રહે છે. એને ગમતું નથી, એનો ભાઇ સ્વર્ગવાસી થયો. તે દુઃખી છે. મારા થી દુઃખ જોવાતું નથી.

કુમાર ! મે તમને વચન આપ્યું છે. ફાવે તેમ કરો. પરમાર છુટકારાના પૈસા નહી આપે પછી તમે જાણો તમારા સરદારો શું કહે છે તે જોઈ લઇશ.

આખું મંડળ ગામમાં ગયું અને માનસિહના છુટકારાની વાત સરદારોમાં ચાલી. બાલકુમારે ખાસ સભા બોલાવી અને સર્વના વિચાર પૂછયા. તમામ સરદારો સામા થયા. આખરે નિરાશ થયેલા કુમારે ભાસ્કરાચાર્ય તરફ જોયું અને ગુરૂજી ઉઠયા.

સરદારો ! બાપુજીએ ક્ષમા આપતાં શિખવ્યું છે. અભયદાન એ રજપૂતનું ઘરેણું છે અને ગુજરાતે સર્વનું રક્ષણ કર્યું છે. સરદારો તમે માનસિહને છુટો નહિ કરો ને અભેસિહની પેઠે મરી જશે તો પૈસાતો જશેજ. ત્યારે ઉમદા થઇ જવાદો તો તમારો હાથ ઉપર રહેશે ને બાલકુમાર રાજી થશે. રાજાને રાજી રાખવા એ પ્રજાનું કામ છે.

ગુરૂજીની દલીલ બરાબર ગમી અને હરિસીંહ સાથે માનસિહને દીલ્હી મોકલવાનું નકી થયું.

જતાં જતાં માનસિહના આંખમાં આસું આવ્યાં. કુમારને ભેટયો અને બોલ્યો. કુમાર હું તમારી સાથે રહયો હતતો તમારા જેવો થાત. કુમાર કુમાર ! ભાઈ હું તમને નહી ભૂલું હોં ?

હરિસીંહ દીલ્હીં પહોચ્યો. માનસિંહને સહી સલામત આવતાં જોઈ રાજા રાણી ધસ્યાં કુમારને ભેટયાં અને કુંવરપાસેથી હકીકત સાંભળી હરિસીંહ સાથે કહેવડાવ્યું.

હરિસીંહજી ! પરમાર કરતાં ચાવડા ચડયા છે. ગુજરાતનું ઉદ્દારમન જણાયું છે. ખરે અમે જે કર્યું છે તે જોતાં આ વર્તણુક માટે અમે લાયક નથી. મારા રાજ્યમાં કુમારહતા ત્યારે મારી વર્તણુક સંભારી મ્હને ત્રાસ ઉપજે છે. કુમારનો, સમસ્ત ગુજરાતનો ઉપકાર માનું છું. ગુજરાતે આજ મને ઘણું શીખવ્યું છે.

× × × × ×

૧૩

વર્ષો વીતી ગયાં. બાલકુમાર ઉમર લાયક થયો હતો. એક સાંજના રાજ્ય બાગમાં હવા ખાવા બેઠો હતો ત્યાં એક વૃદ્ધ રજપૂત હાંફતો હાંફતો દોડતો આવ્યો. કુમારની પાસે તરવાર નાંખી પગે પડયો અને બોલ્યો. કુમાર ! ક્ષમા કરો. બચાવો.

કુમારે પેલાને ઉઠાડતાં કહ્યુ. ભાઇ ઉઠો. આપ વયમાં મારા પિતા થવા યોગ્ય છો. શું છે ! મારી પાસે છો, એટલે કોઈ કનડનાર નથી.

ભાઇ ! હું સાદરાનો ચાવડો.

કોણ ! બાપુનું ખુન કરનાર ? હાય ?

કુમાર ! એજ પાપી હું ! હું દીલ્હીપતીની મદ ગયો. એજ દીલ્હીપતીએ મારૂ નાનુ રાજ્ય પચાવી પ વા તૈયારી કરી. મારા નાનકડા રાજ્યમાંથી લશ્કર લા જવા માગ્યું એટલુંજ નહી પણ હવે મને ઉઠાડી મૂક માગે છે. કુમાર મારાં પાપ મને નડયાં છે. ગુજરાત ! એ વચની ગુજરાતના કુમારને શરણે છું.

ચાવડાજી ! ઉઠો જેણે પરમેશ્વરે શિક્ષા કરી છે, જેને પોતાના પાપની શીક્ષા થઇ છે તેને ગુજરાતનો સોલંકી શિક્ષા કરતો નથી. ગુજરાત ક્ષમા કરી જાણે છે. નાના રાજાને બચાવતાં નીતિની લડાઇ લડવા તૈયાર છે. બીશો માં. એ પરમારથી ગુજરાત નહી ડરે. નાના રાજ્યનો નાશ ગુજરાત નહીં થવા દે. ગુજરાતની સરહદના રાજ્યનો વેપા-રનો નાશ નહી થવા દે.

એજ. બાલકુમાર ! તમારો જય થાવ. ગુજરાતમાં તમારા જેવા કુમાર પાકો અને ગરવી ગુજરાતની જગ-તમાં કીર્તિ વધો.

